# ચતુર સુંદર

## સ્ત્રી વિલાસ

# મોટી ગરબાવળી.

### એકથી ત્રીશ ભાગ,

સુધારા વધારા સાથે

છપાવી પ્રસિદ્ધ કરનાર :-


કાગઝી મહમુદ એન્ડ મહમદભાઈ.

સ્ટેશન રોડ, અલાયાની વાડી સામે-સુરત.



આવૃત્તિ ૧ લી ને ૧૯૩૦. } પ્રસિદ્ધ કર્તાએ સર્વ હક્ક સ્વાધીન રાખ્યા છે. { સંવત ૧૯૮૬

કિંમત ૦-૧૨-૦

શ્રી

# ચતુર સુંદર

## વિલાસ મોટી ગરબાવળી

૩૦ ભાગ.

સુધારા વધારા સાથે.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

કાગઝી મહમુદ એન્ડ મહમદભાઈ.

સ્ટેશન રોડ, અલાયાની વાડી સામે—સુરત.

આવૃત્તિ ૧ લી. સને ૧૯૩૦ | પ્રસિદ્ધ કર્તાએ સર્વ હક્ક સ્વાધીન રાખ્યા છે. | સંવત ૧૯૮૬

સુરત-બરાનપુરી ભાગળ બાજીવાળી પોળમાં આવેલા

શ્રી "અનાવિલ બંધુ" પ્રીન્ટીંગ પ્રેસમાં

ગોવિંદજી ડાહ્યાભાઇ નાયકે છાપ્યું.

કિંમત ૦-૧૨-૦

# અનુક્રમણિકા.

—(૦)—

## ભાગ ૧ લો.



## ભાગ બીજો.



## ભાગ ત્રીજો.



## ભાગ ચોથો.

ભાગ ૫ મો.



ભાગ ૬ ઠો.



ભાગ ૭ મો

## ભાગ ૮ મો



## ભાગ ૯ મો

## ભાગ ૧૦ મો

## ભાગ ૧૧ મો



## ભાગ ૧૨ મો

## ભાગ ૧૩ મો.



## ભાગ ૧૪ મો.

## ભાગ ૧૫ મો.

## ભાગ ૧૯ મો.

## લગનમાં ગવાતા ગીતો.



## ભાગ ૨૦ મો

## ભાગ ૨૧ મો.

## ભાગ ૨૨ મો



## ભાગ ૨૩ મો



## ભાગ ૨૪ મો





# ચતુર સુંદર સ્ત્રી વિલાસ.



## મોટી ગરબાવલી.

### ભાગ પહેલો.

શ્રી ગણેશાય નમઃ    શ્રી શારદાએ નમઃ    શ્રી ગુરૂભ્યો નમઃ

શ્રી નાથજી સત્ય છે.

### (૧) શ્રી નાથજીના મહીના

કારતક માસે કહાનજી, મુકી ચાલ્યા પરદેશ
હું છું નારીને નાનકડી જોબન બાળેરે વેશ.
ગોકુળ આવો શ્રી નાથજી. ગો૦ ૧
માગસર માસેરે માવજી, સામીરે તેડ;
પીંજર લાગ્યા ઝુરવા, આંખે આંસુડાની રેલ. ગો૦ ૨
પોષ માસેરે દેહડી, તોય સ્નેહ ના વિસરાય;
આડો હીમાળો ઉલટયો, તેથી કંપેરે કાય. ગો૦ ૩
મહા માસેરે સેજડી, બીજી વેરણુ રાત;
પીઉજી મારેરે ઘેર નહી, કેમ જાય દીવસ મહારાજ. ગો૦ ૪
ફાગણે ફુલ્યા ફુલડે, ફુલ્યા કેસર કેરાં ઝાડ;
તેનાં છંટાવું છાંટણાં, ઉડે અબીલ ગુલાલ. ગો૦ ૫

ચઈતર ચપો મોરીઓ, મોરી અરાડે ભાર;
માલણ લાવેરે મોગરા કાચી કળીયોનો હાર. ગો૦ ૬
વઈશાખેરે વન વેડીયાં, વેડી આંબલીયાની સાંખ;
રસ ઘોળાવું રે વાટકી, જમીએ કોના સંગાથ. ગો૦ ૭
જેઠે જાણ્યું રે આવશે, ન આવ્યા શામ શરીર;
બપઈયારે પીયુ પીયુ કરે, મારે હઈરે નવ રહે ધીર. ગો૦ ૮
અષાડેરે ઘન ઉલટયો, માથે ચડયોરે ઘનઘોર;
વીજલડીરે ચમકા કરે, બોલે મધુરા શા મોર. ગો૦ ૯
શ્રાવણ વરસ્યો સરવડે, નદીએ નીર અપાર,
કોયલડી ટહુકા કરે, બેસી આંબલીયાની ડાળ. ગો૦ ૧૦
ભાદરવો ભલે ગાજીયો, વરસે મુશળધાર;
પીયુજી મારા મધુપુરમાં સાલે સોકલડી અપાર. ગો૦ ૧૧
આસો માસ દીવાલડી, આવ્યા શામ શરીર;
થાળ ભરૂરે સચ મોતીડે, વધાવું શુભદ્રાના વીર. ગો૦ ૧૨
બારે માસ પુરા થયા, કહે છે કવીરે કરજોડ;
ચાય તેનારે પુરજો, કોડ શ્રી રણછોડ. ગો૦ ૧૩

## જીવણ પ્રાણના મહીના.

રથ આવ્યા અકરૂરના, નંદ દરબાર;
શબ્દ ભરે છે સુંદરી, વળી જુએ છે વાટ.
રથ જોડીને રાઘવ ચાલ્યારે, મથુરાને તે મારગ ઝાલ્યારે,
વ્હાલો ડોકત્રાળી જુએરે નેણ ભરીને રાધીકા રૂવેરે;
મારા બાળા તે પણના બેલીરે; શું જુઓ છો માયા મેલીરે;
જીવનપ્રાણ છો આતમારામ છો ૧

કારતક મહીને કંથ સીધાવ્યા, રહી ન શકે નારી;
અંતરજામી નથી અજાણ્યા, હંસ ઉડ્યા રહી હારી;
મેં તો શંભુજીની સેવા ન કીધીરે, મેલી થાપણ ઓળવી લીધીરે
જીવનપ્રાણ છો આત્મારામ છો
માગશર મહીને મેલી ગયા, જઇ બેઠા જગદીશ,
કોઇ સંદેશો લાવો શ્યામનો, તેને ચરણ નમાવું શીશ.
હું બનાવું રસોઇ બત્રીશરે, જીવણપ્રાણ છો આત્મારામ છો. ૨
પોષ મહીનાની પ્રીતડી, જોબનની જંજાળ;
જમણ હતાં તે જમી ગયા, ઠાલા મેલ્યા થાળ,
હરીરે ઠાલા મેલ્યા થાળરે, એવી જોબન તણી જંજાળરે;
બાઇઓ, સુખે ભજો શ્રીગોપાળરે, જીવનપ્રાણ છો આત્મારામ છો. ૩
મહા મહીનાની ટાઢલી અતિ રાતે અંધકાર;
આચન લોચન વહી ગયા, હરીને માથે બંધાવું પાઘ.
મહા વીરહની તે વેદના થાય ને, હુંથી એકલડી ન રહેવાયરે;
મારી થરથર કંપે કાયરે. જીવનપ્રાણ છો, આત્મારામ છો. ૪
ફાગણ ફુલ્યો ફુલડે રમતા માધવરાય;
આ શું ભુલી સુંદરી, હરી તજી ગયા જમની બાંહરે;
વાલે સોળસે ગોપીઓ માંયરે, કાનુડાને કંઇ ના કહેવાયરે;
વહાલો મુકી ગયા વનમાંયરે, જીવનપ્રાણ છો આત્મારામ છો. ૫
ચઇતર ચંપો મોરીયો, પીપળ આવ્યા પાનઃ
નાવ્યો નાગર નાવલો, મને તેનું લાગ્યું છે તાનરે,
મને તેનું લાગ્યું તાનરે, મને હરી ભજ્યાની હામરે;
કોઇ દેખાડો શ્રી રામરે, જીવનપ્રાણ છો, આત્મારામ છો. ૬

વઈશાખે વાયા વાવળા, મુખથી ઉડયું નુર;
તાપ તપે તનડું તપે અને હરી મેલી ગયા છે દુરરે,
એવો આવ્યો છે માથે ઉનાળોરે, એવો કપટી કાનુડો કાળોરે;
મને મુકી ગયો મોરલીવાળોરે, જીવનપ્રાણ છો, આત્મારામ છો. ૭
જેઠે જાણ્યું આવશે વેગે વીઠલ રામ;
ચંદન ઢોળું વાડકે, વીજણે ઢોળું વાય.
હરીને વીજણે ઢોળું વાયરે, મારી ઘડી પલક જુગ જાય રે;
મારા કાળજામાં કંઈ કંઈ થાયરે, જીવણપ્રાણ છો, આત્મારામ છો. ૮
અષાઢ ચમકે વીજળી ઘન ઘરજે ઘનઘોર;
આંસુડે ભીંજાય ચુંદડી, મીઠડા બોલે મોર;
એવા મીઠડા બોલે મોરરે, કરે બપઈયા કલોલરે;
મારૂં જાગે જોબનનું જોરરે, જીવનપ્રાણ છો, આત્મારામ છો ૯
શ્રાવણ વરસે સરવડે નહાવું નીરમલ નીર;
પહેર્યાં પીતાંબર પોતીયાં ઓઢણ આછા ચીર,
હરી ઓઢણ આછાં ચીરરે, આપણ નહાતા જમના તીરરે.
એવી રીતે ઢળ્યા શરીરરે. જીવણપ્રાણ છો, આત્મારામ છો. ૧૦
ભાદરવો ભલે ગાજીઓ, પણ ના આવ્યા બળવીર,
ચીર હતાં તે હરી ગયા, મારૂં શાને ઢાંકું શરીરરે;
મારી પહોંચે નજર ન નાંખીરે, વહાલે ભરવાડની ગત રાખીરે;
શામળીએ ન જોયું ઝાંખીરે જીવનપ્રાણ છો, આત્મારામ છો. ૧૧
આસો માસો ભલે આવીયો સૌને પુરી આશ;
તોરણ બાંધ્યાં ટોડલે, એમ ગાય હરી જન દાસરે,
ઘેરઘેર મંગળ ગાયરે, ત્યાં થેઇ થેઇકાર થાય રે,
શ્રોતા વકતાના સંકટ જાયરે, જીવનપ્રાણ છો, આત્મારામ છો. ૧૨

# રસીયાજીના મહીના.

## ગરબી.

શ્રી ગુરૂદેવ વલ્લભને ચરણે લાગુરે રસીયાજી,
તેર માસ હરી ગુણ ગાવા મન લાગુ હો રંગ રસીયાજી. ૧
કારતક માસે કેમ ગયા છો મુકીરે રસીયાજી,
પ્રાણજીવન પ્રભુ શી વાતો હું ચુકી હો રંગ રસીયાજી. ૨
ચુકી તો પણ દાસી દોષ સમાવોરે રસીયાજી,
સારા સમજો મનમાં કાંઇ લાવો હો રંગ રસીયાજી. ૩
અબળા જન અમો અવગુણ કેરી ખાણરે રસીયાજી,
તો પણ નાથ નિભાવો ઝાલો પ્રાણ હો રંગ રસીયાજી. ૪
જેવી તેવી કીંકરી કહાવું તમારીરે રસીયાજી,
દાસ દયાના પ્રીતમ લ્યો શુધ મારી હો રંગ રસીયાજી. ૫
માગશર માસે મળવા મન અકળાયરે રસીયાજી,
પ્રીત તણી પીડા કંઇએ ન કહેવાય હો રંગ રસીયાજી. ૬
બીડયું સીડયું પણ અંતર ભડકે લાગેરે રસીયાજી,
કાળજું છેદી કંદ્રપના શર વાગે હો રંગ રસીયાજી. ૭
વીરહ વીકળ થઇ કળ ન પડે નીશદીનરે રસીયાજી,
તાલાવેલી લાગી મારે તન હો રંગ રસીયાજી. ૮
દુઃખ દાવાનળ પ્રગટયો કેમ સહેવાયરે રસીયાજી,
ધીરજ રાખું પણ કયાં લગી રહેવાય હો રંગ રસીયાજી. ૯
નીશ્ચે પ્રાણ જશે તલપી હવે મારોરે રસીયાજી,
દાસ દયાના પ્રીતમ પ્રાણ બચાવો હો રંગ રસીયાજી. ૧૦
પોષ માસે રોષ રૂદેથી મુકાયરે રસીયાજી,
અબળાનાં આધાર અવસર ચુકયા હો રંગ રસીયાજી. ૧૧

ઘણું શું કહીએ સમર લેજોરે રસીયાજી,
વીજોગ પાખે અન્તર ડંડ કાંઇ દેજો હો રંગ રસીયાજી. ૧૨
ઓ દુઃખ નહી પતિ જો શકે મારેરે રસીયાજી,
તેથી કષ્ટ ઘણું તે મન ઉતારે હો રંગ રસીયાજી. ૧૩
એક અદકું હવે તે શું કહીએરે રસીયાજી,
ચતુર શીરોમણ ચતુરાનું દુખ લઇએ હો રંગ રસીયાજી. ૧૪
આ જોબનમાં આપી સુખને માણોરે રસીયાજી,
દાસ દયાના પ્રીતમજી તક જાણો હો રંગ રસીયાજી. ૧૫
માહા માસે તો મારા સમ ઘેર આવોરે રસીયાજી,
આ રસતામાં દંપતી લે સુખ લ્હાવો હો રંગ રસીયાજી. ૧૬
પ્રથમ અમો એમાં કાંઇએ નવ લહેતાંરે રસીયાજી,
શીખવી સમજાવી શું મેલ્યાં વહેતાં હો રંગ રસીયાજી. ૧૭
વ્હાલા થઇને વેર શું વાળ્યું આવુંરે રસીયાજી,
આવડું શીદ કરયું જ્યારે નોતું જાવું હો રંગ રસીયાજી. ૧૮
વીરહ વહનીમાં ધીકું છું નીશ દહાડોરે રસીયાજી,
દાસ દયાના પ્રીતમજી મને કહાડો હો રંગ રસીયાજી. ૧૯
પ્રેમ પંથમાં કાપો કપટી ન સારોરે રસીયાજી,
આવડું શીદ કરયું જ્યારે નોતું જાવું હો રંગ રસીયાજી. ૨૦
ફાગણ કેસુ ફુલ્યા હું કરમાણીરે રસીયાજી,
આ વનમાળી પીયુ સીચ્યું ન પુરૂં પાણી હો રંગ રસીયાજી. ૨૧
વસંત રૂતુ તો સહુને વાહલી લાગેરે રસીયાજી,
તમ પાખે મને બાણ રૂદેમાં વાગે હો રંગ રસીયાજી. ૨૨
અબીલ ગુલાલને કેસરનાં રંગ ઘોળીરે રસીયાજી,
વીલાસ સુખ નવ લીધું મુંજ ઉર હોથી હો રંગ રસીયાજી. ૨૩

સુખની રૂતુ શોકયની સંગે સોહીએરે રસીયાજી,
ધ્રુસકડે રોવું તો હમારે જોઇએ હો રંગ રસીયાજી. ૨૪
પ્રથમ થકી પ્રભુએ નત નાખ્યાં મારીરે રસીયાજી,
દાસ દયાના પ્રીતમ આ ગતી ધારી હો રંગ રસીયાજી. ૨૫
ચઇતર ચંદ્ર કીરણ સહુને સુખકારીરે રસીયાજી,
એકલડીને લાગે નેહ કટારી હો રંગ રસીયાજી. ૨૬
સુખકારી હતા તે સહુ દુખ દેછેરે રસીયાજી,
જોઇ જોઇ સંભારી સુખ આંસુ વહે છે હો રંગ રસીયાજી. ૨૭
કહે કોઇ શું કરમ તણો એ દોષરે રસીયાજી,
સો, દરપણ પણ ન આણો રોષ હોય હો રંગ રસીયાજી. ૨૮
આ દહાડા કયાં મુકયા હતા સંતાડીરે રસીયાજી,
જોબન અવસર આવો આપ્યો કહાડી હો રંગ રસીયાજી. ૨૯
તમે કહેતા તે અમો માનતાં સાચુંરે રસીયાજી,
દાસ દયાના પ્રીતમ કીધું કાચું હો રંગ રસીયાજી. ૩૦
વઇશાખ વ્રજ સુનું સઘળું દીસેરે રસીયાજી,
જન ઝાઝા પણ કોને મન જઇ રીજે હો રંગ રસીયાજી. ૩૧
સરવે સરોવર સુકા ચાતક બેખેરે રસીયાજી,
ચંદ્ર વીના જેમ ચકોર ઉજડ દેખે હો રંગ રસીયાજી. ૩૨
વીત્યુ હોય તે એ સાચું પરમાણેરે રસીયાજી,
પીડ પસુતાની શું વંઝા જાણે હો રંગ રસીયાજી. ૩૩
વીરહ વેદના ઘણી કઠણ બહુ દુખથીરે રસીયાજી,
વેઠે તે જાણે ન કહેવાય મુખથી હો રંગ રસીયાજી, ૩૪
સ્નેહ તણો ઘા મલમ થકી ન રૂઝાયરે રસીયાજી,
દાસ દયાના પ્રીતમથી સુખ થાય હો રંગ રસીયાજી. ૩૫

જેઠ માસે તો સહુ સરોવર સુકા રહેછેરે રસીયાજી,
મુજ લોચન ધારા નવ સુકી વહે છે હો રંગ રસીયાજી. ૩૬
ગ્રીષ્મરૂતુને તાપે તન અકળાયરે રસીયાજી,
પવન ફુવારાથા તે સઘ સમાય હો રંગ રસીયાજી ૩૭
ગ્રીસ્મતાને દીપ વાયુથી વામેરે રંગ રસીયાજી,
વીરહ વન્હી આ પર્વને વૃદ્ધિ પામે હો રંગ રસીયાજી. ૩૮
પય ઉભરાયું તે છાંટે નીર સમાયરે રસીયાજી,
તાતુ તેલ મળે જળ ભડકા થાય હોય રસીયાજી. ૩૯
પ્રેમ પાવકની પીડ સહુ દુખતી અળગીરે રસીયાજી,
દાસ દયાના પ્રીતમ તમથી વળગી હો રંગ રસીયાજી. ૪૦
અશાડ માસે અતી ઉંડું દુખ સાલેરે રસીયાજી,
પંખીડા પણ મળીને માળો ઘાલે હો રંગ રસીયાજી. ૪૧
કોને કહીએ ને કહે અદેખા થઇએરે રસીયાજી,
અંતર આગે ઢાંકયી ધીકી મરીએ હો રંગ રસીયાજી. ૪૨
કીડા કાષ્ટ જેમ ખોખું કરે ખાઇ બધુંરે રસીયાજી,
તેમ વીરહ કીડો કાળજુ કરડી ખાધું હો રંગ રસીયાજી. ૪૩
ઉપરથી તન સારૂં સઉ કોઇ દેખેરે રસીયાજી,
ભીતર ભડકો પ્રાણ પોતાનો પેખે હો રંગ રસીયાજી. ૪૪
જે જાણે તે મુરખ કહે એ વાતેરે રસીયાજી,
દાસ દયાના પ્રીતમ દુખ બહુ ભાન હો રંગ રસીયાજી. ૪૫
શ્રાવણ માસ સરવડે વરસ્યો મંદીર રસીયાજી,
પાવસરૂતુ શોભા થઇ વૃંદાવન હો રંગ રસીયાજી. ૪૬
વૃક્ષે વળગી વેલડીયું નવ છોડીરે રંગ રસીયાજી,
હવે મારી બેલ તો નાંખી તોડીરે હો રંગ રસીયાજી. ૪૭

એક દીવસ આપણા ત્યાં વાતે વળગ્યાંરે રંગ રસીયાજી,
ધન વરસ્યોઃ ભીજયાં પણ ન થયાં અળગાં હો રંગ રસીયાજી. ૪૮
મેં પણ સાત સહેવાઇ નહી ઘણુ કંપીરે રસીયાજી,
ત્યારે તમે મુજને લઈ હૃદીયાશું ચાંપી હો રંગ રસીયાજી. ૪૯
સંભારી તે સુખે કાળજડું ફાટેરે રસીયાજી,
દાસ દયાના પ્રીતમ વિસારી શા માટે હો રંગ રસીયાજી. ૫૦
પુરૂષોતમ માસે આશા તમારી રસીયાજી,
પુરવ પુન્ય થશે જુઓ મન વીચારી હો રંગ રસીયાજી. ૫૧
આતુર જન સંતોષો કરી સન્માનરે રસીયાજી.
અધરામૃત પાઇ આપો જીવતદાન હો રંગ રસીયાજી. ૫૨
આ એક માસ તો પુન્યદાનનો દહાડોરે રસીયાજી,
પ્રભુ પધારતાં સેવા કરૂં કર ટાહાડો હો રંગ રસીયાજી. ૫૩
અવર દેશ શેવ્યાની શ્રદ્ધા છે નહીરે રસીયાજી,
પુરૂષોતમ પરણીને અવર ધટે નહીં હો રંગ રસીયાજી. ૫૪
પ્રાણ જશે તોયે તમ વીના રહી ભજીયેરે રસીયાજી.
દાસ દયાના સ્વામી એમ સમજીએ હો રંગ રસીયાજી. ૫૫
ભાદરવે ભડ વરસે ચપળા ચમકેરે રંગ રસીયાજી,
એ સમે હું આવી પાલવ ઝમકે હો રંગ રસીયાજી. ૫૬
હું ભીની સુધી ધન વરસ્યો આકાશેરે રસીયાજી,
પીતાંબર હેરાડી લીધી પાસે હો રંગ રસીયાજી. ૫૭
સઘળું સુખ કાંઈ પ્રકટ નથી કહેવાતુંરે રસીયાજી,
વીઠલ પણ કાંઇ કહું છું નથી રહેવાતું હો રંગ રસીયાજી. ૫૮
પાલવ પાથરી કાલાવાલા કરીનેરે રસીયાજી,
પગે લાગી કહું છું ફરી ફરીને હો રંગ રસીયાજી, ૫૯

વીરહ દુઃખ નથી સહેવાતું હવે આવોરે રસીયાજી.
દાસ દયાના પ્રીતમ શું તલસાવો હો રંગ રસીયાજી. ૬૦
આશ્વીન આવ્યો સઘ મહાસુખકારીરે રસીયાજી,
વામ આંખલડી ફરકે છે કાંઇ મારી હો રંગ રસીયાજી. ૬૧
રાસ રમણની રૂતુ આવી તમે જાણોરે રસીયાજી,
બીહારી લીલાના સુખ જાણો હો રંગરસીયાજી. ૬૨
શરદ પુનમની નીશે પુરણ શશી પ્રગટીયોરે રસીયાજી,
તમથી રમતા સુખ દુખ માહરા મટશે હો રંગ રસીયાજી. ૬૩
કરૂણાનીધી છો માટે કરૂણા કરશોરે રસીયાજી,
વહાલાંની વીનતી રૂદેમાં ધરશો હો રંગ રસીયાજી. ૬૪
આનંદ ઉપજ્યો ઉરમાં વાલમ રસિયાજી,
દાસ દયાના પ્રીતમજી મને મળીયા હો રંગ રસીયાજી. ૬૫

# ભાગ બીજો.

## ગોપીઓની સ્તુતીના મહીના.

(કારતકે કાજલ તજ્યું. એ રાગ.)

કારતકે કોટી કલપના કરીએ, ગોકુળીયામાં ઘેલાં થઇ ફરીએ;
સુખ દુખ સરવે સહીએ, ઓધવ મારી સ્તુતી કહેજો.
દુઃખરે મારૂં દીલ મધે લેજો. ઓધવ૦ ૧
માગશરે મેણાં લીધાં માથે, જીવણજીએ વચન આપ્યાં હાથે;
કે રજની રમીશું તમારી સાથે. ઓધવ૦ ૨
પોસે તો ધીરજ કેમ ધરીએ, કહો તો વહાલાં વીખડા પી મરીયે;
જીવણ વીના જીવીને શું કરીએ. ઓધવ૦ ૩
માહે તો મીત્રી તોડી મારી, વાસે મારે કુબજા કરી નારી;
આ શું કીધું મોહન મોરારી. ઓધવ૦ ૪

ફાગણ ફીકર કરૂં મનમાં દિવસ રાત ચીંતા મનમાં;
વીખુટી જેમ હરણી ફરે વનમાં. ઓધવ૦ ૫
ચઈતરે કરે ચીત આળા, મુકી ચાલ્યા મોરલીવાળા;
દરશન તમે દોને નંદલાલા. ઓધવ૦ ૬
વઈશાખે વનમાં કોયલ બોલે, તેથી મારાં ત્રણ ભોવન ડોલે;
જોબન મારૂ જાય છે જકજોલે. ઓધવ૦ ૭
જેઠે તો જળ ભરીઆં નેણે, બધન મારા હરિવરને કહેણે;
ખટકે વાલા નાથ તણે મેણે. ઓધવ૦ ૮
આસાઢે તો ઇંદ્રધરા વરસે, પીઉ વિના મન મારૂં તલસે;
મોહનવર મેહેર હવે કરશે. ઓધવ૦ ૯
શ્રાવણ સાંભળ સાહેલી. નમેરા તો નાથ ગયા મેલી;
ગોકુળીયામાં થઇને ફરૂં ઘેલી. ઓધવ૦ ૧૦
ભાદરવે ભુદર ભેટો અમને, ઝાઝું હવે શું કહીએ તમને;
વાયદો કરી વાલા અમને. ઓધવ૦ ૧૧
આસો માસે આવી દીવાળી, ઘેરરે આવ્યા મોહન મોરારી;
હળી મળી સઉ સખી લ્યૌ તાળી. ઓધવ૦ ૧૨
બારેરે માસે રાગે તો કરીયા, દાસ રણછોડના સ્વામી મળીયા;
તેથી મારા જન્મ મરણ ટળીયા, ઓધવ૦ ૧૩



## ૫. પતીને પરદેશ ન જવા દેવાના મહીના.

( ઓધવજી સંદેશો કહેજો શામને એ રાગ. )

કારતક મહીને અબળા કહે છે કંથને,
હવે શીયાળો આવ્યો સ્વામીનાથજો;
હીમાળુ વા વાયોરે હલકી ટાઢમાં

શું શોધો પરદેશ જવાનો સાથજો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૧
માગશર મહીને હોંશ ધણી મન માંહેરે;
રસીયા રંગ રમ્યાની મોજમ રાતજો,
ઘુંઘટડો કાઢીને ઘર આગળ ફરૂં;
પીયુ મેલો પરદેશ જવાની વાતજો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૨
પોતે જે અબળાને પીઉડે પરહરી,
તે નારીનાં પુરણ મળીઆં પાપજો,
સાસરીએ રહીને તે શા સુખ ભોગવે,
મહીયરમાં નવ ગાંઠે માને બાપજો.
મહા મહીને નવ કરીએ નાથ મુસાફરી, ૩
ધઉં સાટે જઇ લાવો ખોરી જાર જો
વહેંચીને જમશું રે મારા વાલમા,
જરૂર નહી જાવા દઉં ઘરની બ્હાર જો;
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં, ૪
ફાગ દમે ફાગણમાં નરને નારીયો,
ઘેર ઘેર નૌતમ કૌતક નવલા થાય જો.
જે નારીનો નાવલીયો નાશી ગયો,
કહે તેણે કેમ નજરે જોયું જાયજો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં ૫
ચઇતરમાં ચતુરને પંથ ન ચાલવું,
જે ઘેર નારી સારી ચતુરસુજાણજો,
વહાલ પણે વચને પીઉને વશ કરે,

નીરધાર્યું તે પડયું રહે પરીઆણુ જો;
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૬
વાવલીયા વાયા તે પીયુ વઢંશાખનાં
રજ ઉડીને મારૂં માણેક મેલું થાય જો;
નથનીનું મોતીરે હીરા હારનો.
કહો પરહાથે તે કયમ ધીર્યા જાય જો,
એ મહીને નવ જઇએ પીયુ પરદેશમાં. ૭
જેઠે તો પરદેશ જાવું દોહ્યલું,
ધુમ ધીખે ને લાય જેવી લુ વાય જો,
કોમળ છે કાયા રે મારા કંથજી,
વણુ સીંચ્યા જેમ ફુલડીયાં કરમાય જો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૮
અંબર ઘન છાયોરે માસ અસાઢમાં,
મોર બોલે ને મેહ વરસે મુશળધારજો,
કચરો ને કાદવરે મચી છે મદની,
પંખી માળા ઘાલે ઠારો ઠાર જો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૯
શ્રાવણુમાં શીવ પુજીને મુખથી માગીયે,
વા'લાનો નવ થજો કદી વિજોગ જો,
ઉમીઆના સ્વામીજી આપે એટલું,
સાસુના જાયાનો નિત્ય સંજોગજો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૧૦
ભાદરવો ભરજોબનનો ફરી નહી મળે,
વહી જાશે જેમ નદીઓ કેરાં નીર જો,
એવારે દીવસ એળે નવ કહાડીએ,

વાત વિચારી જુઓ નણંદના વીર જો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૧૧
આસોનાં દિવસ તો અતિ રળીઆમણા,
ખાવું પીવું કરવા નવલા ખેલ જો.
ભેગાં બેસી જમાએ રમીએ સોગટે,
છાતીમાં બીડીને રાખું છેલ જો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૧૨
માસ અધીકમાં અધિકપણે શું કીજીએ,
રહો જોડીને નેણુ સંગાથે નેણુ જો.
જેમ ન આખો થયો કાચ બીલોરનો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૧૩

## ભરથરીજીના મહિના ચાલ લાવણી ૬

ચઇતર પીછલે પોર રામનોમિકો જન્મ લીયા.
અવધવેરી સુખધામ સખી મિલ મંગળ ચાર કીયા;
ખબર જબ દશરથ પાઇરે.
દેતદાન ગજરાજ ગેદીન ઠેકી બીઆઇ
સભા સબ ફુલનસે છાઇ.
કરમ લેખ ના મીટે કરે કોઇ લાખન ચતુરાઇ;
રામ ચલે બનબાસ રોવત કઉશલ્યા માઇ ટેક માસ ૧
લગહીત વઇશાખ કેકઇ બાવર કરદારી,
ધીક જીવણુ ધિકકાર ભયા જદ તુમમસ મા તારી,
દૂખ તુમ નાગરિકો દીતોરે,
તીન લોકકે નાથ રામ તીને બનબાસી કીને

કુમત કુમત બેસી બન આઇ કરમ રામ. માસ. ૨
જેઠ પંચ મિલ કહે ભરથકુ ગાદી બેઠ રહો.
ભરત ધરત કાનપર હાથ પંચ મેદી ગરદન મત મારો,
સરે નહી એ બાતન કાજે,
હમ તો હરિકે દાસ રામ અજોધ્યાકે રાજા
બાત એ સબકે મન ભાઇ કરમ રામ, માસ. ૩
અસાડ આસારામ મિલનકી મનમે લાગ રહી,
કોઇ રામ બન યાહી બતાવો કહી.
નગરકે નર ઓર સબ નારી,
રથ ડોલે ગજરાજ રાજે સબ ભરથ સંગ તઇયારી;
નદી મુનિ સાગરકું ધાઇ, કરમ રામ. માસ. ૪
શ્રાવણુ સીંગમેર પુર પહોંચે ભીડ ભઇ આઇ.
મીલન જોર કટક દળ સોજે લડનેકી તઇયારી,
ભરથરી પુછ કરાર કરો.
રામ શીયા કે કાજ નિકટ તુંજ ગંગા તીર મરો.
ખબર જબ ભરથને પાઇ કરમ રામ. માસ. ૫
ભાદો ભીલ ભરતસે ભેટ કરે બનમેં.
કંદમુળ ફલફુલ ભરતસે ભેટ કરે બનમેં.
ભરથને આગે કર લીને,
ભરથ રાજમુનિ બસ પ્રાગમેં, જાય દરસ દીને;
પ્રાગકી દુનીયા ઉઠ ગઇ કરમ રામ. માસ. ૬
કુંવારકીએ ધીજ માહરા મુનિ કુસલાગે,
દો કરજોડ પ્રકમા કરે કોશલ્યા માતાએ,
હમારોજી વન સફળ ભવન સફળ ભયા,
ઇતની બાત સુન મુનિ સબ, આશીર્વાદ દીઓ,

ભરતકું માતા સમઝાઇ. કરમ રામ. માસ. ૭
કારતીક કુચ પ્રાગસે કીયો, ચીત્રકોટ કરાયે,
અંગ બભુત માથે પર જટા રામ લક્ષમણને પાયે,
ભરથ શીર ચરણોપે લાયે;
ચરણ ઉઠાય હીરદેસે નેનન નીર બહાયે. ૨
સિંઘાસન બેઠે રઘુરાઇ, કરમ રામ. માસ. ૮
અંગદને વારમવાર ભરથકું રઘુબર સમઝાપે;
જાવ અજોધ્યા રાજ કરો મુનિ સબ સુખ પાવે,
ભરથ તુમ લોટ જાવ ભાઇ, બારા બરસે બીત જાયગે તે પીછે,
હમ આઇ, ભરતસે એ સમઝાઇ કરમ રામ. માસ. ૯
પાશે આશ રામ મીલનકું, જુદ ગઇ ભીર બની,
ગુરૂ વશીષ્ઠ મુનિ સમઝાવે કહે અપની,
બીનતી બહોત બાત કીની.
રામ કૃપાપતી ચરણ ખવરાવું ભરથકુ દીની,
ભરત તુમ લોટ જાવ ભાઇ, કરમ રામ. માસ. ૧૦
મહા મનાયે સાન ગયે હે, લગે એ રામ,
જનકપુરકું લનખ પહોંચે ભરત અજોધ્યા ગામ. ૨
ખવરાવું ગાદી ધરદીની,
રામચંદ્રસે અધિક તપસ્યા ભરથને કીની,
બડાઇ ચેહીસે પાઇ કરમ રામ. માસ. ૧૧
લંકા માર ગરદ કર ડારી રાજ વીભીશણકું દીનો;
લોટકે અજોધ્યા આયે;
શીવ સનકાદીક વાદ મુનિ સબ દરશનકું ધાઓ;
ગાદી બેઠે રઘુરાઇ કરમ રામ. માસ. ૧૨

નણે સાલ અધીક મહીના અંગ હનુ ગહન પડે.
લાલનદાસ બાસ બરોલીરામ રામ ઉચરે,
ભરતકી એહી બારા માસી.
સવઇયા સુનવઇ તરે કટે જમકી ફાંસી.
બદલે એસી લખ આઇ કરમ લેખ રામ ચલો. માસ ૧૩

## નંદલાલના મહીના. (૭)

આવોને નંદલાલા રમવા આવોનેરે,
નિરભે થયા છો નાથ, રમવા આવોનેરે ૧
કારતક તો તે કષ્ટે કહાડયો ભરદરીએ જેમ જહાજ
માગશર મહીને મારગડે મેલી હવે અમારૂં કોણુ છે બેલી,
ગીરધર વીના થઇ ઘેલી, રમવા આવોનેરે ૨
પોષમાસે જીવન પ્રાણુ તજું છું, લોકડીઆની લાજ લોપું છું
સંસાર તાજ કરૂં છુ રમવા આવોનેરે. ૩
મહા મહીને મન્દીરીયારે સુના હરીવીના આસનીયા સુના,
વહાલા વિના જાય છે જોબનીયાં, રમવા આવોનેરે, ૪
ફાગણુ ફગફગતીરે હોળી, અબીલ ગુલાલે ભરાવુંરે ઝોળી.
વહાલા વિના ખેલે કોણુ હોળી રમવા આવોનેરે, ૫
ચઇતરે મને ચીંતારે લાગી સુની સેજલડીમાં ઝબકીને જાગી.
વહાલીની લેહે મને લાગી, રમવા આવોનેરે. ૬
વઇશાખે વાવલીયારે વાયા આંખ ઉઘાડી ચોદશ જોયા.
આંસુડાં પાલવડે લોહ્યાં, રમવા આવોનેરે. ૭
જેઠ માસે જગજીવન આવે, વષ્ણુવ સરવે વધામણી લાવે.
વહાલો મારો કાંઇ ન કહાવે, રમવા આવોનેરે, ૮

અષાડે હું અબળાને નારી, જોબન દરીઓ પુર છે ભારી,
પીયુના વચનને વિચારી, રમવા આવોનેરે. ૯
શ્રાવણ તો સરવડીએ વરશે, નદીએ નીર ઘણેરારે ભરશે
વહાલો મારો શી રીતે ઉતરશે રમવા આવોનેરે. ૧૦
ભાદરવો ભર દરીઓરે ગાજે, લીલાં વનપલ્લવ છાજે
વહાલો મારો કાંઇ ન લાજે, રમવા આવોનેરે, ૧૧
આસો માસે દેવદીવાળી લોક વણે સહુ સેવ સુંવાળી,
વહાલા વિના તે જમે, કોણ વાળી રમવા આવોનેરે. ૧૨

## કૃષ્ણના મહીના ૮.

કારતક કૃષ્ણ ગયા મેલી, મારા ઘેર આવો વનમાળી,
કુબજા કેમેરે ગમે કાળી, આવો હરી રાસ રમવા વહાલા
માગશર મારગડે રમતાં, ભેળાં બેસી ભોજનીયાં જમતાં.
હવે હરી કેમ નથી ગમતાં. આવો હરી. ૨
પોષે તો શોસ પડયા અમને, ત્રીકમજી શું કહીએ તમને
દીલાસા શારે દીધા અમને. આવો હરી. ૩
માથે મહા અંધારી રાત્યો ફુલડાંએ બીછાવી ખાટયો,
વહાલે લીધી મથુરાં વાટયો, આવો હરી. ૪
ફાગણે પેર ફરે હોરી, પહેરણ ચરણાને ચોળી,
ચુંદડી મારી કેસરમાં રોળી આવો હરી. ૫
ચઇતરે ચીત કરે ચાળા, મધુવન મોરલીઓ વાળા
દરસન દો ડાકોર તીરથવાળા. આવો હરી. ૬
વઇસાખે વાટલડી જોતી ઉભી રહી ધ્રુસકડે રોતી
પાલવડે આંસુડાં લોતી. આવો હરી. ૭

જેઠે જગજીવન આવે વધામણી સહુ લોકો લાવે,
વહાલો મારો કશુંએ નવ કહાવે, આવો હરી ૮
અષાઢે અબળા રહી ઝાંખી વહાલે મારે ભરજોબન રાખી,
વિચારો તે વાત થશે વાંકી આવો હરી. ૯
શ્રાવણ તો સરવડીએ વરસે નદીએ નીર ઘણાં ઢળશે.
વહાલો મહારો શી રીતે ઉતરશે, આવો હરી. ૧૦
ભાદરવો ભલીતરે ગાજે વહાલા થઇ વિહવળ તપ કાજે
વહાલો મારો જરીએ ના લાજે, આવો હરી. ૧૧
આસો માસો આવી દીવાળી, સેવો વણુ કે સુવાળી.
વહાલા વિના આ શી દીવાળી. આવો હરી ૧૨

---

## રાધીકાના મહીના ૯

કહોને સખી કારતક કેમ જાશે, કે વનમાં મોરલી કોણ વાશે;
કે મહીનો દાણુ થાશે, જુમના દો પાણી. ૧
કે માગશરે મન મારૂં મળીયું, કે વિષયા ભાવ થકી ટળીયું,
કે જેમ લુણ પાણીમાં ભળીયું, કે જુમના. (ટેક) ૨
કે પોષે સોસ પડયા અમને, વહાલા મારા શું નમીએ તમને;
કે દીલાસા દીધા છે અમને. કે જુમના. ૩
કે માઘ મકર તણે માતે; કે ફુલડીયાં વેરતી ખાતે;
કે વાલાજી મારાં મથુરાંની વાટે, કે જુમના. ૪
કે ફાગણે ફર ફરે હોળી, કે આછા ચરણાને ચોળી;
કે ચુંદડી કેશરમાં રોળી, કે જુમના, ૫
કે ચઇતરે ચતુરા ચીત ધરતી, વહાલાજીના ગુણ ગાતી ફરતી;
કે તોયે મારે વહાલે કીધી નરતી, કે જુમના. ૬

કે વઇશાખ વાયા વાયા વાવલીઆ કે ઘેર પધારો નાવલીઆ.
કે દુધડે ધોઉં તારા પાવલીઆ, કે જુમના. ૭
જેઠે જગજીવન આવ્યા, કે સઉ લોક વધામણી લાવ્યા
વહાલાજી મારા કશુએ ના લાવ્યા, કે જમુના. ૮
અષાઢે અબળા થઇ ઝાંખી, વહાલે મારે ભર જોબનમાં રાખી,
વિચારો હવે વાત થશે વાંકી, કે જુમના. ૯
શ્રાવણ સરવડીએ વરસે, કે નીર નદીએ ઘણાં ઢળશે,
કે કોયલડી ટહુકલી કરશે કે જુમના. ૧૦
ભાદરવો ભલી પેરે ગાજે, સઇયર ઘેર વલોણું વાજે.
તે તો મારા રૂદીયામાં દાજે, જુમના. ૧૧
આસોની રજની અજવાળી કે શેવ વણું કે સુંવાળી,
કે વહાલા વિના આ શી દીવાળી કે જુમના. ૧૨
કે રાધાના હાથે સોનાની ચુડી, રમતાં દીશે છે રૂડી,
દુઃખરે સરવે ગયાં છે છુડી કે જુમના. ૧૩

---

## બહુચરાજીના મહીના ૧૦.

ચઇતરે ચીત ઘણું બાંધું, નમી નમી બહુચર આરાધું,
મન મારૂં ગોખે જઇ લાગ્યું, શેવોને તમે શંખલપુર રાણી;
વઇશાખે વાવલીયા વાયા, માજીનાં ઘટે તળે આવ્યા.
અંબાજીની મોટી છે માયા, સેવોને. ૨
જેઠે તો જુગતી છે. સારી હરિહર બ્રહ્મ થકી વારી.
ગોખ ઉપર જાઉં બલીહારી. સેવોરે. ૩
અષાડે મેઘ ઘણાં ગાજે, છત્ર શીર બહુચરને છાજે.
ચોઘડીયા તો અદભુત વાજે. સેવોને. ૪

શ્રાવણ સરવડીએ વરસ્યો માજીને ભજશો તો તરશો
નીકર તમે અથડાતાં મરશો. શેવોને ૫
ભાદરવો ભલીપેરે ગાજ્યો સેવકને સનમુખ તો થાજ્યો;
બુડતા બાલવડી સાહાજ્યો. શેવોને ૬
આસોમા આવી દીવાળી આવ્યા છે અંબા ને કાળી;
ગરબે રમે મોટાં મહાકાળી. શેવોને ૭
કારતકે કોયલડી બોલે ના આવે માજીને તોલે;
તે જોતા ત્રીભોવન ડોલે. શેવોને ૮
માગશર માનસરોવર નાહે ચાચર આવી ગરબા તો ગાએ;
સેવકની મા કરજો સાહે. શેવોને ૯
પોષે પ્રીત ઘણી ધારી પાંડવ લીધા ઉગારી;
કૌરવ સરવે ગયા હારી. શેવોને ૧૦
માહે તો મને નથી ગમતું મન મારૂં રહે છે ભમતું;
મન મારૂ માજીમાં રમતું. શેવોને ૧૧
ફાગણે ફરફરતી હોળી પહેર્યાં માએ ચરણાને ચોળી;
કેસર બહુ છાંટયાં છે ઘોળી. શેવોને ૧૨
બારે માસ પુરણ કીધા દહીતને દંડ ભલા દીધા;
દેવતા સહુ ઉગારી લીધા. શેવોને ૧૩
આસો સુદ બીજને બુધવારે બારે માસ રચ્યા નીરધારે;
વલ્લભ કરજો મા વાહરે. શેવોને ૧૪

## થોભણદાસના મહીના (૧૧)

કારતકે કોડામણીરે, શીળો પુનમ કેરો ચંદ વાલા;
રાધા કરે હરીની વીનતીરે, ચરણે રાખો ગોવિંદ વાલા.
માગસર મલી ગયારે, પીઉ ગયા પરદેશ વાલા,

મરજોબનમાં ભામનીરે અબળ બાળવેશ વાલા, ૨
પોષ માસે પુછામણીરે, સાંભળ સહીયર વાત વાલા;
શ્રીકૃષ્ણ ચાલ્યા દ્વારકારે, સોળસો ગોપીઓનો નાથ વાલા; ૩
મહા મહીને મન માહરે, ચીતડું વ્યાકુલ થાય વાલા,
શમણાં લાગ્યાં શ્રીરામનાંરે, દીઠાં જાદવરાવ વાલા. ૪
ફાગણ માસે ફરકીયાંરે, વાગે છે તાલ મરદંગ વાલા;
મધુરી શી વગાડે વાલો વાંસળીરે હોળી ખેલે ગોવિંદ વાલા ૫
ચઇતર ચિન્તા ઘણીરે, નાવ્યો નાવલહાર વાલા;
કોઇ લાવે પીઉની વધામણીરે, આપુ એકાવન હાર વાલા ૬
વઇશાખે વન વેડીયાંરે વેરી છે દાડમ દ્રાક્ષ વાલા,
કોયલડી ટહુકા કરેરે, સરવે લાગે એનો સાદ વાલા. ૭
જેઠ મહીને રણ તપેરે જેના ઉનાળાના તાપ વાલા,
લંકામાં જવાળા પ્રજળેરે ઉભા રહ્યા રઘુનાથ વાલા, ૮
અષાડ માસ ભલે ઉલટયોને થાય વિજળીઓના વેગ વાલા
ભલીરે ઉલટી ભીની વાદળીરે વરસ્યા બારે મેઘ વાલા. ૯
શ્રાવણ વરસે સરવરીએરે નદીએ નીરમળ નીર વાલા.
ભીજે તે રાણી પદમણીરે, ભીજાય દક્ષણી ચીર વાલા. ૧૦
ભાદરવો ભલે ગાજીઓરે શીતળ થયા શરીર વાલા,
ઓરાદે ભીજાયા ઘર આંગણેરે, પીઉડો ભીજાય પરદેશ વાલા ૧૧
આસો માસ દીવાલડીરે, સુંદરે સજે શણગાર વાલા,
ચીલાવટ ટીલડી સોહામણીરે, કંઠે એકાવળ હાર વાલા. ૧૨
બારે માસ પુરાં થયારે, આવેલો અધિક માસ વાલા,
ગાય શીખેરે સાંભળેરે વિનવે થોભણદાસ

# ભાગ ૩ જો.

## અંબાજીના મહિના (૧૨)

કારતક માસે કરૂણા કરો મુજ માતરે મા અંબાજી
અલબેલી અંબા સાંભળ મારી વાતરે મા અંબાજી ૧
વાત સાંભળીને સમરૂ શ્રી હરીનાથરે મા અંબાજી
તારા દર્શનની મને મોટી અંબા આશરે મા અંબાજી ૨
માગશર માસે મન મળવા અકળાયેરે મા અંબાજી
તારી ઇચ્છા કરતાં અંબા દીન વહી જાયરે મા અંબાજી ૩
દીન વહી જાયરે આશા મુજને મોટીરે મા અંબાજી
તારા રંગમંડપમાં હું નવ આવી લોટીરે મા અંબાજી ૪
પોષ માસે મુજને મળવા શોશરે મા અંબાજી
મુજ રાંક ઉપર શો ધરાવો રોશરે મા અંબાજી ૫
રોશ ન ધરીએ તમે દેવી છો દયાળરે મા અંબાજી
જેવું નામ ધરાવે સેવક જન પ્રતિપાળરે મા અંબાજી ૬
મહા મહીને કાંઇ વ્રત સાંભળ્યા તમારારે મા અંબાજી
મા શું જુવો છો કુડાં કરમ અમારારે મા અંબાજી ૭
કુડા કરમની કરણી છે મધ્યાનેરે મા અંબાજી
તારા દરશનનું મને મોટું ધ્યાનરે મા અંબાજી ૮
ફાગણ માસે ફરીફરી ઉલટે અંગરે મા અંબાજી
રંગ ભર્યો મનડા નવ કરશો ભંગરે મા અંબાજી ૯
ભંગ ન કરશો તનડું અમારૂં તલપેરે મા અંબાજી
ચીત અમારૂ ચરણે આવી અટકેરે મા અંબાજી ૧૦
ચઇતર મહીને ચીંતા મુજને ઝાઝીરે મા અંબાજી
જન્મ ધરી નવ નીરખ્યા અંબા માજીરે મા અંબાજી ૧૧
નવ નીરખ્યાં મેં અંબા અકળ સ્વરૂપરે મા અંબાજી

મા વળતી ક્યાંથી દેખીશ માતા રૂપરે — મા અંબાજી ૧૨
વઈશાખ મહીને વરસ જાય દેહ નાઠીરે — મા અંબાજી
મા હવે વળતી વેળા રહી છે માઠીરે — મા અંબાજી ૧૩
વેળા માઠી મોટું દુખરે — મા અંબાજી
વળતી ક્યાંથી દેખીશ માના મુખરે — મા અંબાજી ૧૪
જેઠ માસે મુજને તેડો ઠેઠરે — મા અંબાજી
નહી તેડો તો જીવણુ જાશે વેઠરે — મા અંબાજી ૧૫
જેઠ માસે તે મીથ્યા થાશે જન્મરે — મા અંબાજી
ભાગ્ય નથી પણુ ઓછાં મારાં કરમરે — મા અંબાજી ૧૬
અષાડ માસે અટક ન ધરીએ માતરે — મા અંબાજી
તારા દરશન માટે તલસે મારૂં તનરે — મા અંબાજી ૧૭
તન તલસે ને દયા ન આવે માહારીરે — મા અંબાજી
મા દયાળુ દીલથાં શું મુકો છો કાઢીરે — મા અંબાજી ૧૮
શ્રાવણુ માસે સંઘ ભરાય બહુ ભારેરે — મા અંબાજી
મા ઇચ્છા હોય તે આવે તમારે પારેરે — મા અંબાજી ૧૯
મા સંઘ ભરાયને સહુને ઇચ્છા થાયરે — મા અંબાજી
મા પાપી હોય તે નિશ્ચે પાવન થાયરે — મા અંબાજી ૨૦
ભાદરવામાં શીદને મન ભમાવોરે — મા અંબાજી
તારા દુર્લભ દર્શન આપી તાપ શમાવોરે — મા અંબાજી ૨૧
તાપ શમાવી શીતળ કરજો છાયરે — મા અંબાજી
શીશ નમાવતાં પ્રાયશ્ચિત પ્રલે થાયરે — મા અંબાજી ૨૨
આસો માસે અરજી સાંભળો વહેલીરે — મા અંબાજી
મા આરાસુરમા કરો આનંદની હેલીરે — મા અંબાજી ૨૩
હેલી કરીને પુરો મનની આશરે — મા અંબાજી

સેવક જનને તેડો તમારી પાસરે મા અંબાજી ૨૪
માસ બારે પુરજી કીધા માનરે મા અંબાજી
મા વીશ્રામપરી વિશ્વાસ ન કરશો ઘાતરે મા અંબાજી ૨૫
તેરમો મહીનો પુરૂષોતમ કહેવાયરે મા અંબાજી
મા હરી પ્રતાપે પુરૂષોતમ સહુ ચહાયરે મા અંબાજી ૨૬
આરાસુરમાં નીત આનંદ થાયરે મા અંબાજી
કરજોડી બાપુ સેવક ગાયરે મા અંબાજી ૨૭

## સીતાજીના મહીના ૧૩

### સાખીયો

મારા શ્યામ સુંદર શ્રી રામરે કોને આશરે રહીએ,
મારા પલ પલ માની પ્રમાણુરે, લલના સંગ લઇએ,
ઘરબાર અલગ ઘનશ્યામરે, મારા સમ નવ જઇએ ટેક.
કારતકે કેમ કાઢીયે, જુગ જેવી પળ જાય,
તાગ નથી જેમ તોડીયે, પણ મળવાને મન અકળાય મા. ૧
જોબન દરીયા ઘુઘવે, પીયુ દેશાવર દુર
અણુજાણ્યા અનુભવી, તે શું નરનું જાણે નુરરે મા. ૨
માગશરે ઘેર વિજોગણી પીયુ પરદેશ પ્રયાણુ
ખવાયે અળગું ખોળીયું, જેના પરવશ પડીયા પ્રાણુરે મા. ૩
જળથી જુદી માછલી રાખો કરી વિવેક.
વારૂ મારા વાલમાં એવા પ્રાણુ ન રહે પલ એકરે. મા. ૪
પોશે પ્રિતમ પ્રીતડી, વિરહ બાણુ વા વહાય,
એ ઘાયલનો અંત નહિ એનું તન નરહડીયા ખાયરે મા. ૫
ખાવું પીવું ખેલવું, ઓઢણુ પહેરણુ અંગ;
બોલવું ચાલવું, બેસવું અને પોઢવું ન ગમે પલંગરે. મા. ૬

આથે મન તલસે ઘણું, ઝુરે વિજોગણ નાર,
લક્ષ વીંછીની વેદના ઉપજે ચીતમાં અનેક વિચાર મા. ૭
ફાગણ હોળી ફાલતી ફાગણ રમે સઉ કોય
એક હોળી મારે આંગણે બીજી હઇયે હોળી હોયરે મા. ૮
અંતરમાં ભડકા બળે જન દેખે નહી ઝાળ
વરખા મારે વીધવીધે, જેને ડસીઓ વીરહવ્યાધી વ્યાળરે, મા. ૯
અંતર ચકાર ચીતની સશી વિદેશી શામ,
ભર જોબનમાં એકલી એને દાઝયા ઉપર જેમ ડામરે મા. ૧૦
સુભાગીઆ જે સાસરા, સજોડ સ્નેહ સહીત,
કેમ કરી વસીએ એકલાં રાણી જો જન્મીએ રીતરે મા ૧૧
વા વાયા વઇશાખના આમ્બે આવી સાખ
જોગી ભમે વિદેશમાં થાય રહદય બળી ખાખરે મા. ૧૨
મુંગાને સ્વપ્નુ થયું મનમાં રહી મુંઝાય.
પ્રીતીનું તો પારખું જે જીભે કહ્યું નવ જાયરે. મા. ૧૩.
જેઠ તણા તડકા પડે લાય જેવી લુ વાય
સુના મંદીર સુના માળીયા સુની સેજલડી ખાવા ધાયરે. મા. ૧૪
ભાવ ન રજની દીન જાતાં, રાત ગયે દીન ન જાય;
વીરહ દુઃખ સ્વામી તણાં એને નજરે જોઇ કેમ જાયરે, મા. ૧૫
અષાડ ઝબકે દામની, ઘન ગરજે માંય;
બપઇયા પીઉ પીઉ કરે, સીણી વિરહણી વ્યાકુળ થયરે. મા. ૧૬
દેવ દાનવ પશુ પક્ષી, માનવ તો કોણ માત્ર
જીવતાં પ્રેમ વિજોગીયું ગાળે વિરહ વિરહીજન માત્રરે મા. ૧૭
શ્રાવણ વરસે સરવડે નદીએ આવે નીર,
લીલાં ભુમી ભાસે ભલી, ગાજે તરવર ઘોર ગંભીરરે. મા. ૧૮

ઘોર અંધારી રાતડી ઝરમર વરસે મેહ;
આંખેથી આંસુ ઢળે, જેનો સ્વામી ગયો તજી સ્નેહરે. મા. ૧૯
ભાદરવો ગરજે ભલો, રાજવી સહુ વૈભોગ,
રગમાં રૂઉ રૂઉ રોગ એ જેને વાહાલાનો થાય વીજોગરે મા. ૨૦
ચંપા ચંપેલી મોગરા, નવપલ્લવ નવ થાય,
વીરહણી જાત જવાસીઓ, તે તો શોચે સુકાઇ જાવરે. મા. ૨૧
આસો આવ્યા નોરતાં રમેજમે નરનાર;
દીવસ દીવાળી દોહલા, તે તો જાણે કીરતાર મા. ૨૨
દંપતી અંગ ઉમગમાં ગાનતાન ગીત રંગ
અંગરાગ અદ્દભુત થયા, જયજયકાર જણાસે અનંગ મા. ૨૩
મનમોહન અંધીક માસથી થાય પ્રભુ પ્રસન્ન;
સંગ સીતા જેમ રાખીયા તેમ રહો વિરહે વ્યાપી દનરે મા. ૨૪

## લાલજીના મહીના

લાલજી કારતક મહીને રથ જાદવરાયે નોતર્યા.
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧
લાલજી માગશર મહીને મેલી મથુરા ગયા,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૨
લાલજી પોશ મહીને પોપટ બેઠો પાંજરે,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૩
લાલજી મહા મહીનામાં સેજલડી સુની પડી,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૪
લાલજી ફાગણ મહીને ઘેરૈયો
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૫
લાલજી ચૈત્ર મહીને ચતુરભુજ ચાલ્યા ચાકરીરે,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૬

લાલજી વૈશાખ મહીને વાયે હીંડોળા ઝુલતાં,
એ લાલ વહેલા આવજો હો લાલ ૭
લાલજી જેઠ મહીને જુગજીવન ઘેર આવીયા,
એ લાલ વહેલા આવજો હો લાલ ૮
લાલજી અષાડ મહીને અબળાને સુખ આપજો.
એ લાલ વહેલા આવજો હો લાલ ૯
લાલજી શ્રાવણ મહીને સરવડેથી વરસીઓ,
એ લાલ વહેલા આવજો હો લાલ ૧૦
લાલજી ભાદરવો ભલી પેરે ગાજીઓ.
એ લાલ વહેલા આવજો હો લાલ ૧૧
લાલજી આસો માસે દીવાળી ભલે આવીયા,
એ લાલ વહેલા આવજો હો લાલ ૧૨
લાલજી ફુલવાડીમાં રંગ્યા લાલમ લાકડાં,
એ લાલ વહેલા આવજો હો લાલ ૧૩
લાલજી તેની રે ઘડાવું નવરંગ પાવડીઓ,
એ લાલ વહેલા આવજો હો લાલ ૧૪
લાલજી પાવડીઓ પહેરીને મ્હારે મોલે આવજો,
એ લાલ વહેલા આવજો હો લાલ ૧૫
લાલજી પાવડીઓથી રડયા તો ભલે પડયા,
એ લાલ વહેલા આવજો હો લાલ ૧૬
લાલજી બળતી ઝળતી બોલું છું પણ ઘણી ખમા,
એ લાલ વહેલા આવજો હો લાલ ૧૭



# વેરામના મહીના

કારતક આવ્યો ઓ સખી સજીઓ સોળ શણગાર;
ઓઢવાના નવરંગ ચુંદડી, કંઠે એકાવળ હાર,
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉં વઇરાગ ટે૦
માગશરે મુકી ગયા મનમાં ન આણી મેર
રીસ કરી મથુરા ગયા, કુબજા શું કીધી લ્હેર. ૧
કહો હરી કેમ રહું એકલી મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું જાણે લઉં વઇરાગ. ૨
પોષ મહિનાની પુનમે સમણાં લાગ્યાં સાર;
સોળે શણગાર પ્રભુ મેં ધર્યા, ના આવ્યા દીનદયાળ, ૩
કહો હરી કેમ રહુ એકલી મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું જાણે લઉં વઇરાગ. ૪
મહા મહીનાની સેજમાં આવી વેરણ રાત;
હઇડે મારા વીસરી રમશું કોની સંગાથ. ૫
કહો હરી કેમ રહું એકલી મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું જાણે લઉં વઇરાગ. ૬
ફાગણ ફાલ્યો ફુલડે વનમાં કેશર લાલ,
કસ્તુરીના છાંટણાં, ઉડે છે અબીલ ગુલાલ. ૭
કહો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું જાણે લઉં વઇરાગ. ૮
ચઇતર ચંપો મોરીઓ, મોરી છે દાડમ દ્રાક્ષ,
કોયલડી ટઉકા કરે ભમર કરે ગુંજાર. ૯
કહો હરી કેમ રહું એકલી મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું જાણે લઉં વઇરાગ. ૧૦

વઇશાખે વાયા વાવલા, તપે રાધાજીનું તન;
રાધા બોલડા લઇ રહ્યાં નથી બોલ્યાનું મન. ૧૧
કહો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું જાણે લઉ વઇરાગ ૧૨
જેઠ મહીને જદુરાયજી છુટી રાધાજીના વેણુ;
રાધા અબોલડા લેઇ રહ્યાં નથી બોલ્યાનું મન. ૧૩
કહો હરી કેમ રહુ એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું જાણે લઉ વઇરાગ. ૧૪
અશાડ આવી ઉલટયો મેહુલો માંડયો છે એસ,
ગોરી ભીંજાય ઘર આંગણે પીયુ ભીંજાય પરદેશ. ૧૫
કહો હરી કેમ રહું એકલી મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું જાણે લઉ વઇરાગ. ૧૬
શ્રાવણ વરસ્યો સરવડે નદીએ નીર્મળ નીર;
સુપનાંતરમાં દેખીયા હરી હળધરના વીર. ૧૭
કહો હરી કેમ રહું એકલી મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું જાણે લઉ વઇરાગ. ૧૮
ભાદરવો ભલો ગાજીઓ ભલે વરસ્યો છે મેઘ;
વીજલડી ચમકા કરે ચોદશ ચાલ્યાં નીર. ૧૯
કહો હરી કેમ રહું એકલી મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું જાણે લઉ વઇરાગ. ૨૦
આસો માસે નવરાતડી નવ દહાડા નવ રાત;
સઉ ગોપીઓ ટોળે મળી માંડવડી મંગળ ગાય. ૨૧
કહો હરી કેમ રહું એકલી મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું જાણે લઉ વઇરાગ. ૨૨

# ભાગ ૪થો

## નરસીંહ મહારાજનો ગરબો

ગણપતિ સરસ્વતીને સમરૂં, બેઉ રહું કરજોડરે,
નરસીંહજીના ગરબો ગાતાં કાઇ મા દેશો ખોડ, નરહરી લટકાળા.
ધણી મહેર કરો મહારાજ ગુણવંધી છોગાળા; ટેક ૧
વહેરીપુરે દરવાજે જાતાં, જમણા હાથની જાળરે;
રાજેશ્વર શીવાજીના સ્વામી, નરસીંહજીની પોળ. નર૦ ૨

શહેર તણી છે શી કહુ શોભા વરણ વસે છે અઢારરે;
નરસિંહજીના રાજ્યમા કોઇને દુઃખ નહીં તલમારરે. નર૦ ૩
ડોશીરણીયા નાણાવટી ને ગાંધી સરૈયા સારરે,
બેઉ ઓળમાં બહુ છે વસ્તી ચુડગરને કંસાર. નર૦ ૪
પુર્વ દીશાએ અષ્ટભુજાને ઉત્તર બહુચર ગાજેરે,
પશ્ચીમનાં તો પીર વસે છે, દક્ષીણ હનુમંત બીરાજે. નર૦ ૫

ચાર દીશાએ જબરી ચોકી બીજા દેવ અપારરે,
શહેર વચે નરસીંહજી ગાજે ત્રહુ શતરૂને માર. નર૦ ૬
સીંહાસન આસન ઉપર અલબેલો બીરાજેરે,
મંદીરના તે શી કહું શોભા નીત્ય ચોઘડીયાં વાગે. નર૦ ૭

પીતાંબર જરકસીના વાઘા, પાઘ કલંકી પડકારે.
મોર મુગટને કાને કુંડળ જોઇ ચીતમા લગે ચટકો નર૦ ૭
હીમ હીરાને માણેક મોતી, શોભાનો નહી પારરે,

આભુષણુ શોભા દેખી, મન કરે વીચાર. નર૦ ૯
નીત નીત શોભા નઉતમ નયણે, જોતાં પહોંચે આશરે,
જમણે હાથે જોત દીવાની, અખંડ બારે માસ. નર૦ ૧૦
નરસીંહની નીતી કહીએ, ત્રણુ લોકથી ઝાઝીરે;
ધીના ટાંકા ઘેર ભર્યા પણ, નરસીંહ લોક પર રાજી. નર૦ ૧૧
સમે આરતી શોભે કેવી, આનંદ સરખું થાય રે;
ઘંટને ઘડીયાળો વાગે, ગાન ગુણીજન ગાય. નર૦ ૧૨
દશરાને દીવસે વ્હાલો, અંબાડીમાં બીગજરે,
અઇરાવતની શોભા દેખી કામકોટીક તો લાજે. નર૦ ૧૩
આઠમ ચઉદશ દીવાળીએ આનંદ ઓચ્છવ થાય રે.
શ્રાવણુ માસની શી કહું શોભા, એ ન વરણુવી જાય. નર૦ ૧૪
શ્રાવણુ વદી ત્રીજને દહાડે કાજળનો મહીમાયરે,
પાછલી રાતે હીંડોળાના ઘુઘરા છુટી જાય, નર૦ ૧૫
કારતક માસની શોભા કહીએ, પ્રભુનું લગ્ન થાય રે,
સુદ ચઉદશની દીવીયો જોતાં ગાત્ર નરમ થઇ જાય. નર૦ ૧૬
ચઉદશની તો દીવીયોને પુનમનો વરઘોડોરે,
તુલશી વાડીએ દરશન કરવા સજન સહુકો દોડો. નર૦ ૧૭
ચારે પાસે ચમર ઢળેને, બહુ બોલે છડીદારરે,
જમા ખમા સહુ મુખથી કહે છે; શોભાનો નહી પાર નર૦ ૧૮
ઇન્દ્રાદિકને નારદ સર્વે અંતરિક્ષ જોવા આવેરે,
ધન બાણુભાઇ ભાગ્ય તારૂં, નીત્ય લાડ લડાવે. નર૦ ૧૯
ધન તાત માતા તારી, ધન તારો અવતારરે,
નીત પ્રભુને લાડ લડાવે ભાગ્ય તણો નહિ પાર. નર૦ ૨૦
પરણાવીને પાછા વળ્યારે, આવ્યા રાજ અવાસરે,

તરેહ તરેહ આતશબાજી, ઉડે પ્રભુની પાસ. નર૦ ૨૧
ત્યાંથી પ્રભુ આગળ પધાર્યા આવ્યા મંદીર મોઝારરે.
દેવ સર્વ વિમાને બેશી, કરે પુષ્પ વૃષ્ટિ અપાર. નર૦ ૨૨
મંદીર સામી શોભા કેવી દીપમાળની શોભેરે,
પોળ મધે મનમોહનજી, દરશને મન લોભે નર૦ ૨૩
દયા કરી દરશન દેજો અંગમાં ઉલટ આણીરે
કષ્ટ મારા સહુ કાપી નાખો દાસ પોતાનો જાણી. નર૦ ૨૪
રંક ઉપર તો રીસ ન કરવી મહેર કરો મહારાજરે
ગાંડો ઘેલો દાસ તમારો બાંહ્ય ગ્રહ્યાની લાજ. નર૦ ૨૫
નરસીહજીનો ગરબો ગાયો સુણજો સહુ નરનારરે.
બેઉ કર જોડી શીવલાલ કહે પ્રભુ ઉતારો ભવપાર. નર૦ ૨૬

## શ્રી કૃષ્ણજીના દશ અવતારનો ગરબો

મારા કૃષ્ણજીરે લોલ તે કંઠ કેરૂં ઝુમણુંરે લોલ.
હરી હઇયા કેરો હાર મારા વાલારે કૃષ્ણે વગાડી
રૂડા વાંસળીરે લોલ, ટેક૦
મારા કૃષ્ણજીરે લોલ પહેલે રૂપે કાનજીરે લોલ,
ધર્યો મચ્છતણો અવતાર મારા વાલારે, મચ્છે સમુદ્ર ડોળાયોરે લોલ.
માર્યા સંખા તે સુર મારા વાલારે. કૃષ્ણજી૦ ૧
મારા કૃષ્ણજીરે લોલ બીજે તે રૂપે કાનજીરે લોલ,
ધર્યો કચ્છ તણો અવતાર મારા વાલાર,
કચ્છે સમુદ્ર મથન કર્યોરે લોલ, મેરૂને રવૈયો મારા વાલારે,
સમુદરની ઝોળી કરીરે લોલ ઘુમે ગોપીનો નાથ મારા વાલારે.
શેષનાગનાં નેતરાં કર્યાંરે લોલ કાઢ્યા તે ચઉદ રતન મારા
વાલારે. કૃષ્ણજી૦ ૨

મારા કૃષ્ણજીરે લોલ ત્રીજેને રૂપે કાનજીરે લોલ,
ધર્યો વારાહતણો અવતાર મારા વાલારે,
પૃથ્વી લઇ દાઢ ઉપર ધરીરે લોલ, પેઠો તે પાંચ પાતાળ મારા
વાલારે. કૃષ્ણજી૦ ૩

મારા કૃષ્ણજીરે લોલ ચોથેને રૂપે કાનજીરે લોલ,
ધર્યો નરસીંહ તણો અવતાર મારા વાલારે,
સ્થંભ ફેડીને પ્રગટ થયારે લોલ માર્યો તે હીરણ્યાકંસ,
દઇત મારા વાલારે, ઉગાર્યો પ્રલ્હાદ ભકતનેરે લોલ,
એવા ભક્તવત્સલ મારા વાલારે. કૃષ્ણજી૦ ૪
મારા કૃષ્ણજીરે લોલ પાચમેને રૂપે કાનજીરે લોલ,
ધર્યો વામન તણો અવતાર મારા વાલારે,
ત્રણ ડગલાં પ્રથ્વી ભરીરે લોલ, બળી ચાંપ્યો પાતાળ મારા
વાલારે કૃષ્ણજી૦ ૫

મારા કૃષ્ણજીરે લોલ છઠેને રૂપે કાનજીરે લોલ
ધર્યો ફરસુરામનો અવતાર મારારે, ફરશી તે લીધી હાથમાંરે લોલ,
છેદ્યાં ક્ષત્રીઓના શીશ મારા વાલારે,
પુતનાને હાથે હણીરે લોલ, વાળ્યાં પીતાનાં વેર મારા વાલારે.
કૃષ્ણજી૦ ૬

મારા કૃષ્ણજીરે લોલ સાતમેને રૂપે કાનજીરે લોલ
ધર્યો રામચંદ્ર અવતાર મારા વાલારે સીતા લઇ વન
નીસર્યારે લોલ શેતુ બાંધ્યો પાહાણ મારા વાલારે.
રણમાં તે રાવણ રોળીઓરે લોલ, આપ્યા વિભીષણ રાજ મારા
વાલારે કૃષ્ણજી૦ ૭
મારા કૃષ્ણજીરે લોલ આઠમેને રૂપે કહાનજીરે લોલ

ધર્યો કૃષ્ણ તણો અવતાર મારા વાલારે, મથુરામાં હરી
પ્રગટીયારે લોલ, ગોકુળ કીધો છે વાસ મારા વાલારે.
માર્યો તે મામા કંસનેરે લોલ, ગોપી લડાવ્યાં લાડ મારા વાલારે
માતા પિતા છોડાવીયારે આપ્યા ઉગ્રસેનને રાજ

મારા વાલારે કૃષ્ણજી૦ ૮

મારા કૃષ્ણજીરે લોલ નવમે રૂપે કાનજીરે લોલ ધર્યો બુદ્ધ
તણો અવતાર મારા વાલારે જપમાળા કરમાં ધરીરે લોલ.
લીધું છે મુનીવન મારા વાલારે કૃષ્ણજી૦ ૯

મારા કૃષ્ણજીરે લોલ દશમેને રૂપે કાનજીરે લોલ ધર્યો
કલંકી અવતાર મારા વાલારે, ત્રણ પગલે ઘોડો હીંડે લોલરે
પૃથ્વી તો રસાતળ મારા વાલારે. કૃષ્ણજી૦ ૧૦

મારા કૃષ્ણજીરે લોલ, ગાય શીખેને સાંભળેરે લોલ.
પામે તે વઈકુંઠ વાસ મારા વાલારે મહેતો નરસઇ વીનવેરે લોલ,
રાખો ચરણ કમળ પાસ મારા વાલારે. કૃષ્ણજી૦ ૧૧

## સીતાજીની કાંચળીનો ગરબો

[ પરમેશ્વરીને પાયે પડી હો બહુચરી કહુ કળજુગનું કર્મ, એ રાગ ]
કેકઇ ક્રોધમાં બોલીયાં હો બહુચરી રામ લક્ષમણ વન જાય, ૧
પહેલું તે વન રામે મેલીયું હો બહુચરી સીતાએ રોપ્યાં છે વૃક્ષ
અમરો ને ડમરો રોપીઓ હો બહુચરી રોપ્યાં છે દાડમ દ્રાક્ષ ૨

રાજા રાવણનો મરગલો હો બહુચરી વનફળ ચરી ચરી જાય,
ચરતાં સીતાએ ભાળીઓ હો બહુચરી કાંચલડી શીવડાવ. ૩
સાવ સોનાનો કંચવો બહુચરી ચામડામાં શો સાર,

નહી કાકાના કુટુંબમાં હો બહુચરી નહી મામાને મોસાળ. ૪
નહી મહીયરમાં બાંધવો હો બહુચરી કોને ચડાવું પાડ;
સીતા મહીયરનાં પાતળાં હો બહુચરી કોણ લડાવે લાડ. ૫
સીતાના બોલ સાંભળ્યા હો બહુચરી ધનુષ લીધું હાથ.
પહેલું તે બાણ રામે ફેંકયું હો બહુચરી, જઇ પડયું દરીયા સાથ. ૬
બીજે તે બાણ મૃગ મારીઓ હો બહુચરી ધાજો હો લક્ષ્મણવીર
સીતા કહે જાઓ દીએર હો બહુચરી હણ્યા તમારા વીર. ૭
ઘેલી સીતા ઘેલું ન બોલીએ હો બહુચરી રામ હણ્યા કેમ જાય.
આણુ આવી છે શ્રીરામની હો બહુચરી લક્ષમણ વાશે થાય. ૮
રાવણ આવ્યો જોગી વેશથી હો બહુચરી, ભીક્ષા દો સીતામાય.
આણો આપી છે શ્રીરામની હો બહુચરી, ભીક્ષા આપી નવ જાય. ૯
એક પગ મુકો આણમાં હો બહુચરી બીજો તે આણો બહાર;
બાંધે મુકીને રાવણ ચાલીઓ હો બહુચરી હરી છે સીતાનાર ૧૦
મરગ મારીને રામ લાવ્યા હો બહુચરી નાંખ્યો મઢીની બહાર;
સુનાં મંદીર દીસે માળીઆં હો બહુચરી કયાં ગઇ સીતાનાર, ૧૧
રામ રૂવે લક્ષમણ રીજવે હો બહુચરી ઘેલા ન રોશો રામ,
સીતા સરખી પરણાવશું હો બહુચરી સીતા ધરાવશું નામ. ૧૨
જળજળ કમળ ન નીપજે હો બહુચરી વનવન અવર ના હોય,
ઘેર ઘેર સીતા ન નીપજે હો બહુચરી; બંધવ વિચરી જાય. ૧૩
રામે તે પાનબીડાં ફેરવ્યાં હો બહુચરી કોઇ છે બળીઓ જોધ,
બીડું જીતે હનવો જતી હો બહુચરી લાવું સીતાની શોધ. ૧૪
ઠામ ઘેકી ઉપડયો હો બહુચરી, ગયો લંકા મોઝાર,
જોયાં ચોરાશી ચૌટાં હો બહુચરી, જોઇ જોઇ તો બાવન બજાર; ૧૫
જોયાં મંદીર જોયાં માળીયાં હો બહુચરી, જોયું રાવણનું રાજ

કંઇ સીતા દીઠાં નહિ હો બહુચરી ગયો પાણીયારીને ઘાટ. ૧૬
બાઇ પાણીયારી તને વીનવું હો બહુચરી, ક્યાં છે સીતામાય;
અશોક વાડીને ઝાડવે હો બહુચરી, ત્યાં જો દુઃખથી જવાય. ૧૭
ત્યાં થકી હનુમંત ઠેકીઓ હો બહુચરી, આશોપાલવને ડાળ;
પડતી મહેલી પવીત્રી હો બહુચરી, મહેલી તે સીતા નાર ૧૮
મુદ્રીકા મારા રામની હો બહુચરી ક્યાંથી લાવ્યો હનુમાન,
કોને તને જોવા મોકલ્યો હો બહુચરી, કોને આલ્યાં એંધાણ. ૧૯
રામે જોવા મોકલ્યો હો બહુચરી, લક્ષમણે આલ્યાં એંધાણ,
ભાળ લેવા હું આવિયો હો બહુચરી, પંચવટીથી પ્રણામ. ૨૦
તરશો તે હઇશ ભાઇ સાવજા હો બહુચરી તહાડાં તે નીર પી જા
ભુખ્યો તે હઇશ ભાઇ સાવજા હો બહુચરી પડયાંજ વનફળ ખા ૨૧
ઝીક્ષોટેને ઝપાટે હો બહુચરી, ખંખેરોને ખાય,
માળી આવ્યો માથુ કુટતો હો બહુચરી, રાવણ પાસે જાય. ૨૨
રાવણ બળથી બોલીઓ હો બહુચરી, મારો બળીને બાણ.
મારજો લોઢેને લાકડે હો બહુચરી, ગારજો એરણ ઘાણ. ૨૩
કુંભકરણે બાથા ભીડીયા હો બહુચરી, માર્યું બળીને બાણ.
ઈંદ્રજીતે બાથા ભીડીયા હો બહુચરી, કે હું વાળું એનો ઘાણ ૨૪
નહી મરૂં લોઢાને લાકડે હો બહુચરી, શેને તજે તું પ્રાણ.
સાચુ બોલ બાઇ સાવજા હો બહુચરી, શેને તજે તું પ્રાણ. ૨૫
બધી લંકાની ગોદડાં હો બહુચરી, ઘાણીનું તેલ.
મારે તે પુછડે બાંધજો હો બહુચરી અગની તેમાં મેલ. ૨૬
મોત વાંદરાનું તે થકી હો બહુચરી ચેતજે મનમાં ઝટ.
ત્યાં થકી ઉપડયો ઠેકડે હો બહુચરી, જઇ બેઠો લંકાગઢ ૨૭

બાંધ્યાં ચોરાસી ચહુટા હો બહુચરી. બાંધ્યાં છે બાવન બજાર;
શોભ્યાં વિભિવણ ખોલડાં હો બહુચરી, આશોપાલવને ડાળ, ૨૮
લંકા બળે અતુલની હો બહુચરી હનુમાનને હસવું થાય,
જુના તે ગઢને આંદરે હો બહુચરી; નાગર નરસઇયો ગાય. ૨૯

## અંબાજીનો ગરબો.

(ગોરમાના ગરબાનો રાગ.)

હું તો ગણપત લાગુ પાય કે ગાઉ ગરબો આરાસુરી તણોરે લોલ;
આરાસુરમાં બેઠી માત કે મહિમા અતિ ઘણોરે લોલ, ૧
માને પારે આવે લોક કે દુર બહુ દેશથીરે લોલ.
આવે બાળ જોબનને વૃદ્ધ કે અતિ ઘણા હેતથીરે લોલ. ૨
મા દીવસમાં ત્રણ રૂપ કે ધરે અતિ શોભતારે લોલ;
જોબન બાળ અને વળી વૃદ્ધ કે આયુધ ઓપતારે લોલ; ૩
માને છત્ર સોનાનું છાજે કે રત્નની ગુમ્મ છેરે લોલ,
ફરતી હીરાની છે કોર કે છત્ર અમુલ્ય છેરે લોલ. ૪
કેસરી ઉપર બેઠી માત કે સહુ આયુધ ધરેરે લોલ;
કોટી સુરજ ઝાંખા થાય કે લલાટે આડ કરીરે લોલ, ૫
માને શોભીતા શણગાર કે, શોભા શી કહુંરે લોલ,
માનો શેષ ન પામે પાર કે, હું તે શું લહુરે લોલ. ૬
માને કંઠે એકાવન હાર કે શોભે અતિ ઘણોરે લોલ,
માને બાંહે બાજુબંધ કે ચુડો સોના તણોરે લોલ. ૭
હીરા રત્નતણી કંગણીઓ કે ચુનીઓ મોટી અતિ ઘણીરે લોલ
સાચા મોતીનાં ગળુબંધ કે મધ્યે છે મણીરે લોલ. ૮
માને કાને કળાફુલ કે નાકે વાળી શોભતીરે લોલ,
માને સેંથો પુર્યો અનુપ કે દામણી ઓપતીરે લોલ. ૯

માને દશે આંગળીએ વેઢ કે ઝાંઝર ઝમઝમેરે લોલ;
કુલા કાંબીને તોડા કે ઝાંઝર ઝમઝમેરે લોલ. ૧૦
માને ચણીઓ ચોળીને ચીર કે ઓઢી ચુંદડીરે લોલ;
માને ચોકા વચ્ચે સહુ નાર કે ફરે ફુદડીરે લોલ. ૧૧
માને ઘીની બળે છે જોત કે, જોઇ રવી થોભીઓરે લોલ;
માનુ તેજ જોઇ મન મોહે કે હું લોભાઓરે લોલ, ૧૨
માના દરશનથી દુઃખ જાય કે પાપ સહુ બળેરે લોલ;
શું કહું મંડપની શોભાય કે મુખમાં અમી ઝરેરે લોલ. ૧૩
માને માનસરોવર સાર કે માંહી અમૃત ભર્યુંરે લોલ,
તેમાં જે કોઇ જઇને નાહ્ય કે તેહનું કામ સર્યુંરે લોલ. ૧૪
શું કહું સ્થાનકની શોભાય કે કામ મીના તણુંરે લોલ,
માનો પુનમે સંઘ ભરાય કે શું વરણુન કરુંરે લોલ. ૧૫
ફરતી બંગલાને બેઠકો કે અતિ ઘણી ઓપતીરે લોલ,
માને સનમુખ છે એક વાવ્ય કે સુંદર શોભતીરે લોલ. ૧૬
ત્યાંથી ચાલ્યા ઉત્તર માંહ્ય કે સુંદર બાગ છેરે લોલ;
શું કહું આરાસુરની શોભાય કે રચના અથાગ છેરે લોલ. ૧૭
માને સુરીનર મુનીજન શેવે કે બ્રહ્મા ધ્યાન ધરેરે લોલ,
માને નીશદીન સનમુખ કે દેવ સ્તુતી કરેરે લોલ. ૧૮
માનો ગરબો જે કોઇ ગાય કે નીત્ય પાઠ કરેરે લોલ,
કોટીક પાપ પ્રલય થાય કે તે સહેજે તરેરે લોલ. ૧૯
માજી સેવક જાણી તારો કે કરૂણા કીજીએરે લોલ,
માજી દીન સેવક વીનતી કે ઉરમાં લીજીએરે લોલ. ૨૦
માજી ગુણ ગાવા નીશદીન કે બુદ્ધી આપજોરે લોલ;
સુણી રણછોડદાસની વીનતી કે શરણે રાખજોરે લોલ. ૨૧

# ભાગ ૫ મો.

## કાળીકાનો ગરબો.

જીગદેવીરે ગાઉ છું મહાકાળીરે,
જીભ્યાએ વસજો માત પાવા વાળીરે;
સેવક જાણી તાહરો મા, શીર ઉપર ધરજો હાથ પાવા. ૨
હોંશ હઈડામાં થાય છે મા, ગુણ ગાવાતું છે મન. પાવા. ૩
દયા કરો તમ દાસને મા, તેથી ઉપજે બુદ્ધી પવન. પાવા. ૪
ગુણ ગંભીર છે તાહરા મા, કહેતાં ન આવે પાર. પાવા. ૫
બાળક બુદ્ધી શું મરૂં મા, જો હોય તારો આધાર. પાવા. ૬
નવતેરી નગરી વિષે મા, ચંપાવતી ચતુરસુજાણ. પાવા. ૭
રામ સરખું રાજ છે મા, મહી વસે અઢારે વરણ. પાવા. ૮
ત્યાં ચતુર નારીઓ અતી ઘણી મા, નીરમળ છે તેનું મન, પાવા. ૯
ગરબો ખેલે ચોકમાં મા, નવરાત્રી કેરે દીન. પાવા. ૧૦
શણગાર સરવે શોભતા મા, પહેરી હીરાગળ ચીર. પાવા. ૧૧
ગુણવંતી ગરબે રમે મા, રાખીને મનશું ધીર. પાવા. ૧૨
તાળીના ઝડીઓ પાડે મા, ત્યાં શોભા નૌતમ થાય. પાવા. ૧૩
કોકીલ શબ્દ સોહામણા મા, નવરંગી નારી ગાય. પાવા. ૧૪
તે પળે માતા આવીયાં મા, વીજળીના સરખું રૂપ. પાવા. ૧૫
સુરજ સરખાં શોભતાં મા, માએ રૂપ ધર્યું અદ્ભુત. પાવા. ૧૬
રાણીઓ સર્વ ઝાંખી પડી મા, તેજ તણો અંબાર. પાવા. ૧૭
રાણીઓ મનમાં એમ ધરે મા, આ કો નવલી નાર. પાવા. ૧૮
રૂપ સ્વરૂપે આંગળી મા, જેની સોના સરખી કાય. પાવા. ૧૯
મધ્ય રાત્રે રાણીઓ પરવરી મા, જઈને વિનવીયોરે રાય. પાવા. ૨૦
રાણીઓ રાય આગળ કહે મા, સાંભળજો પ્રાણઆધાર. પાવા. ૨૧

એક રામા સુંદરી આવી છો મા, જ્યાં બાવનમો બજાર પાવા. ૨૨
બત્રીસ લક્ષણ આગળી મા, તે તો પદ્મણીનો અવતાર પાવા. ૨૩
તેને જોઇ ત્રિભોવન મોહી રહે મા, તે આગળ નહિ કો નાર પાવા, ૨૪
રાજાને નમી નમી મા, વળી સુરજ થયો પ્રકાશ પાવા. ૨૫
તે દિવસ ગયો અતિ દોહલો મા, મનડામાં મોટી હામ પાવા. ૨૬
વળી રાત પડી દીન આથમ્યો મા, ચોઘડીયાં ઠમકે બહાર પાવા. ૨૭
ઘેર ઘેરથી સઉ નીસર્યાં મા, ગરબે ગાવા સઉ નાર પાવા. ૨૮
રંગ મચ્યો સાહેલડી મા, એવામાં આવ્યાં માત; પાવા. ૨૯
ત્યાં રાણીએ દાસી મોકલી મા, રાય આગળ કહે વાત પાવા. ૩૦
ત્યાંથી પતાઇ રાવળ ઉઠયો મા, જોવાની નવલી નાર પાવા. ૩૧
આવી નીરખી નયણે ભરી મા, વિષય વહ્યો અપાર પાવા. ૩૨
નખ શીખ સુધી નીરખ્યાં મા, મુરછાએ પડીયો રાય પાવા. ૩૩
રાજા રૂપે મોહી રહ્યો મા, નારીશું લાગ્યો નેહ પાવા. ૩૪
રમતાં રજની વહી ગઇ મા, સઉ વળ્યાં પોતાને ઘેર પાવા. ૩૫
ત્યારે માતા ચાલ્યા એકલાં મા, પતઇએ જાણી પેર પાવા. ૩૬
પાપી પુઠે પરવર્યાં મા, માતાનો જઇ ઝાલ્યો હાથ પાવા. ૩૭
માગ માગ મુખથી કહ્યું મા, એવું મુખથી બોલ્યાં માત પાવા. ૩૮
તારૂં રૂપ ધર્યું હૈયા વિષે મા, હું રાખીશ મારે ઘેર પાવા. ૩૯
ત્યાં મહેલ ચણાવું માણેકના મા, તેની કોઇ ન જાણે પેર પાવા. ૪૦
મારે મહોલે રાણીઓ અતી ઘણીમા, તેમાં પટરાણી આપ પાવા. ૪૧
ખાઓ પીઓ ખુશી કરો મા, રૂડી રાજ્ય સરખી રીત પાવા. ૪૨
ત્યારે કોપ કરીને બોલીયાં મા, તારૂં પ્રગટ્યું રાજા પાપ પાવા. ૪૩
તારૂં રાજ્ય જશે જડમુળમાંથી મા, આવી મળશે તારો હોમ પાવા. ૪૪
ચેત ચેત તું અભાગિયા મા, ત્યાં રોપ્યો રણસ્થંભ. પાવા. ૪૫

પોટ ચલાવી પાખરી મા, બુડીયો દરવાજો બંધ પાવા. ૪૬
સુરદાસે રહીને પુછયું મા, શું ભયું છે માલ રસાળ પાવા. ૪૭
ત્યારે બુડી માદી ઠારમી મા, મોગલાં મહીંથી નીકળ્યા દહીત પાવા. ૪૮
ત્યારે સબ્બાયે વાટળીયે સત્ય મુકાયું મા, જઇ પતઇને કહીપેર પાવા. ૪૯
જુધ મચ્યું જેમ જોરથી મા, થઇ ત્યાં રહયો ઉતપાત પાવા. ૫૦
તારે એવું દળ સઘળું રહ્યું મા, તે જુધ થયું વરસ બાર પાવા. ૫૧
લેઇ લસ્કર આગળ થયો મા, ભેળવીયો ચંડાળ પાવા. ૫૨
લોહી તણી નદીઓ વહી મા, ત્યાં વરત્યો હાહાકાર પાવા. ૫૩
તારે પતાઇ રાવળનું પત ગયું મા, જાણી જુગમાં વાત પાવા. ૫૪
તારે પતાઇ મનમાં સમજ્યો મા, મુજ ઉપર કોપ્યાં માત પાવા. ૫૫
ફરગરતો રાજા ગયો .મા, બેઉ કરજોડી હાથ પાવા. ૫૬
મુજ ઉપર માતા મહેર કરો મા દળ સઘળું પાછું જાય પાવા. ૫૭
મહાકારી મનમાં એમ ધરે મા, સુગાને આપું સુખ પાવા. ૫૮
મા તું અનામી રાજીઓ મા, પતાઇનું ટાળ્યું દુખ પાવા. ૫૯
જે ગાયે શીખે સાંભળે મા, તેની માતા પુરે આશ પાવા. ૬૦
મા તું ગુણવંત કારકા મા, ગુણ ગાય એ ગોકળદાસ પાવા. ૬૧

---

## ગોરમાનો ગરબો

ગોરમા ગણપત લાગુ પાય કે વીધાત્રાને વીનવુરે લોલ
ગોરમા ધરડોને ભરથાર તે, આપો શું મનેરે લોલ,
ગોરમા ધીક ધીક અવતાર કે શું હું કહું તનેરે લોલ,
ગોરમા રણ સંબંધી મુજ તાત કે મા મારી પાપણીરે લોલ,
ગોરમા સંસાર કીધો સરપ કે, સજે થઇ સાપણીરે લોલ,
ગોરમા હું છું નાનું બાળ કે, પીઉ ઉટીયોરે લોલ,

ગોરમા દીઠો પડે છે ફાળ કે, મુરખ છે બુધ્ધિઓરે લોલ,
ગોરમા મારૂ જોબન કે પીઉ ઘરડો થયોરે લોલ,
ગોરમા હું કરૂં કોકીલ શબ્દ કે પીયુ કે પીઉતો સુઈ રહેરે લોલ,
ગોરમા મુજને થયાં વરસ સોળ કે પીઉને એંશી થયારે લોલ,
ગોરમા દીઠે જાણું જક્ષ કેમુખ સઘળી ગઇરે લોલ,
ગોરમા શીયાળાની રાત કે, સરદ સોહામણીરે લોલ,
ગોરમા વૃદ્ધ પીયુની જાત કે દીસે બીહામણીરે લોલ,
ગોરમા રજની રમવા ઇચ્છું કે આજું આંખડીરે લોલ,
ગોરમા ચેન કરતો તો બોલે અહી લાકડીરે લોલ,
ગોરમા શિયાળાની રાત કે સ્વાદ હોય અતિ ઘણોરે લોલ,
ગોરમા રજની વિતી એક કે આજ મારે આંખડીરે લોલ,
ગોરમા કંટક તમને બડકે, કહો કેમ મરેરે લોલ,
ગોરમા નવરાત્રીના દીન કે સરદ સોહામણીરે લોલ,
ગોરમા દુર્બળ મારા કંથ કે દીન જાય દોહલારે લોલ,
ગોરમા વિજ્યાદશમી દિન કે સહુ શણગાર સજેરે લોલ
ગોરમા મારે ઘરડો કંથ કે ધીક અવતારનેરે લોલ
ગોરમા સહુને મન દીવાળી કે મારે મન હુતાસણીરે લોલ
ગોરમા મારા કરમના ભોગ કે હું નીસાસણીરે લોલ,
ગોરમા રાત ન દેખું કે જાણું દવ બળેરે લોલ,
ગોરમા મુજ સરખો પુરૂષ દેખું કે મન મારૂં બળેરે લોલ.
ગોરમા મારા કાળા કેશ કે એના ધોળા થયારે લોલ.
ગોરમા હું થઇ જોબન વેશ કે તન મારૂં બળેરે લોલ
ગોરમા મોઢે આવે લાળ કે નેત્રે નિર ઝરેરે લોલ,
ગોરમા હું નવરંગી જેવી કે તન મારૂ બળેરે લોલ.

ગોરમા સેજ બિછાવે પુષ્પ કે તે દેખી ડરેરે લોલ,
ગોરમા સાસ ઉદરસને પીડા કે, પીઉ ઉંઘો સુવેરે લોલ,
ગોરમા આભુષણ પહેરૂ અંગ કે, વસ્ત્ર બહુ ભાતનારે લોલ
ગોરમા મીથ્યા થયો અવતાર કે અમી જાતમાંરે લોલ
ગોરમા શું આપ્યો અવતાર નાગરી નાતમાંરે લોલ
ગોરમા સુખ ન પામી એક કે દુખ બહું ભાતનારે લોલ
ગોરમા જેને જોબન કંચ કે પુન્ય કીધા હશેરે લોલા
ગોરમા મેં કીધાં બહું પાપ કે હું વૃદ્ધની વહુરે લોલ
ગોરમા ઓરીઓ ન વિત્યો એક કે, અધરણીની રીતનોરે લોલ.
ગોરમા પુરૂષ ન દીઠો એકકે, પુરી પ્રીતનોરે લોલ.
ગોરમા શીવજી પુંજુ સદાય પામું જોબન ધણીરે લોલ
ગોરમા મન મારૂં વ્યાકુળ કે, એનું કેમ ગળ્યુંરે લોલ.
ગોરમા નહાંની સાસુ નણંદ કે, તો જીવતી રહુંરે લોલ.
ગોરમા પીયુજી આવે ઘેર કે હું ભમતી ફરૂંરે લોલ.
ગોરમા લાવ્યા એકજ વસ્ત્ર કે હું તો શું કરૂરે લોલ
ગોરમા દુખતાં ઉગ્યાં ઝાડ કે સુકયાં પારવારે લોલ
ગોરમા હું સંપૂર્ણ કુંભ કે મારી જાળવેરે લોલ.
ગોરમા લોક સાથે કરૂં હોંશ કે મા મારી વારતીરે લોલ
ગોરમા જણતાં દેતી ફાંસી કે નીખ દેહ મરતીરે લોલ
ગોરમા પીઉજી પોહોડયા બહાર કે જાણે થઉ સતીરે લોલ
ગોરમા હવે મરૂં સત્ય કે જે કરમની ગતીરે લોલ.
ગોરમા વિનંતી કરૂં છું એક કે કરમ તણી પતીરે લોલ.
ગોરમા કરજોડી લાગુ પાય કે સમર્થ દેજો પતીરે લોલ

ગોરમાં વિનતી કરૂં છું એક કે આજ મુકી આંબળોરે લોલ.
ગોરમા સઉને દેજો જોડ કે, માતા કરૂણા કરીરે લોલ.
ગોરમા કામી દેજો કંથ કે વલ્લભ કહે કરગરીરે લોલ.



## બાળલીલાનો ગરબો.

કુંવરને વારોને વ્રજરાણી ટેક.

સહુ વ્રજનાર મળીને આવી, શ્રી યશોદાજીને ધામેરે,
લાડકવાયો પુત્ર કર્યો કયમ વસીએ ગોકુળ ગામ કુંવર ૧
એક કહે જળ ભરવા જાઉં ત્યારે ઘરમાં પેસે ગીરધારીરે,
માનશો નહિ પણ માંડી કહું તમે. સાંભળોને ગત મારી. ૨
સાચ્ચું સંતાડયું હોય જે મારૂં તે ક્ષણ શોધી કહાડેરે.
પાહોચે નહિ તો પીઢો માંડીને, તેથી ન પહોંચે તો પાડે. ૩
ત્યારે માતાજી એમ બોલ્યા તમે ચતુર થઇ કાં ચુકોરે,
જ્યાં એની દ્દષ્ટી પડે નહી ત્યાં અંધારે વસ્તુ મુકો. ૪
યશોદા શું વિનંતી કહે વાણી મુકી જોયું અંધારા માંહેરે,
એની શી ચિંત થાય અજવાળું જઇ ઉભો રહે જ્યાંય. ૫
કૃષ્ણ માતા એણીપેરે બોલ્યાં ઘેલી ગોપી શીદ શોચે.
મહિ માખણ ઉંચું શીકે મુકો, ત્યાં બાળક નહિ પહોંચે. ૬
તવ બોલી એક બાળા આવો, હું શીકાની ગત દેખાડું રે.
આણા સુતના જુઓ પરાક્રમ, થાય અંતર ટાઢું રે. ૭
લાકડી લઇ ઉખળપર ચઢીને શીકેથી લઇ સહુ ખાયરે.
સખીને આપે તેથી તે વધે તો, ઝાકલડાં પાય, ૮
માતા કહે એ બળથી ન પહોંચે, એવું ઉંચું તમે બાંધોરે

મહી તણું મુખ વસ્ત્ર બાંધી, સોય દોહડે સાંધો. ૯
હજુ તમે પણ લક્ષણ બાડકવાયાનાં ન જાણો માતરે,
ઘરમાં ગરીબ એ બારણે બીજે, વિતે તે જાણે વાત. ૧૦
એક સખાની ખાંધે ચઢીને, અતિ ઉંચુ પણ ચાખેરે,
તેથી ન ફાવે તો દોણી, કરે કાણી, ધાયું તળે મુખ રાખે. ૧૧
ત્યાં માતાજી કહે બાળકને, હું કંઇ રીતે ખોળું રે,
મહી માખણ મુકી મજુસમાં, દોને ત્રિયા તમે તાળું. ૧૨
એક કહે માડી એમ કરે તો થાય છે બમણું જાનરે.
ખાવા ન પામે ત્યારે બીજી દે ગાળો, ભાખે પાત્ર બહુ કાન ૧૩
કંઇ ન ચાલે તો છોડે વાછરડાં, વેળા વિના ધવરાવેરે,
સુતા બાળકને જઇ જગાડે, ચુંટીઓ દેઇ રડાવે. ૧૪
એવું સુણીને કહે રાણીજી, દઇશ શીખામણ બાઇરે,
મંદીરમાં પેઠો દેખો તો લાવજો એને આંહી, ૧૫
અરે માત મેં એક દીવસ તો સંતાઇ આવતો હેર્યોરે.
પેસી સદનમાં ખાવા વળગ્યો એટલે જઇને ઘેર્યો. ૧૬
મેં કહ્યું ચોર આજ આવ્યો હાવે, નહી જાવા દેઉં અહીંથીરે,
મરડી મુછ એણે કહ્યું મુજને, હું જઇશ તું જોઇ રહીશ, ૧૭
કરી કાળા એમ તો મહી ભર્યું મુખ એટલે જઇ મેં ઝાલ્યો,
કર્યો કોગળો મારી આંખમાં, હું ચોળવા રહી એ ચાલ્યો. ૧૮
એક કહે મેં ઝાલ્યો તો આજ, તો પણ એ નવ ગાંઠયોરે,
તોડી મુજ મુકતાફળ માળા હું વીણવા રહી વહાલો નાઠો. ૧૯
એટલામાં એક અબળા આવી, કહ્યું જુઓ લાવી ઝાલીરે.
છેડો ઉઘાડે તો પુત્ર પોતાનો લજવાણી પડી ઠાલી. ૨૦
એવે યશોદાજી બોલ્યા, હાવાં સાચા સહુ હોશોરે.

મારો વાલો મારા ઘરમાં પોઢયો આવશે જાગીને ૨૧
એવું કહેતાં પ્રભુ આંગણે આવ્યા નીદ્રામાંથી ઉઠીરે
યશોમતિ કહે જુઓ આ મારો બાળક યુવતિ તમે સર્વે જુડી. ૨૨
એમ કટાક્ષ કરી સહુ કામની, સામું શ્રીકૃષ્ણે જોયું રે,
લોટ પોટ થઇ ગઇ સહુ લલના, પ્રીતમ મન પરોવ્યું. ૨૩
સામા સામી લોચન મળતાં, કરી સમસ્યા છાનીરે.
સર્વે કહ્યું આવજો મારે મંદીર, મોહને લીધું માની. ૨૪
ગોપી ગોવીંદની ગત ન્યારી, શું જાણે સંસારરે,
હૈયે હેતને વડે વદનની કોણ લહે તેનો પાર. ૨૫
શીખે સાંભળે ગાયે ગરબો, શ્રીકૃષ્ણ બાળ ચરિત્રરે,
દોલત પ્રભુ પ્રસન્ન થાયને પાવન થાય પવિત્ર. ૨૬

---

## મુંબઇ સુરતનો ગરબો.

સારૂં સારૂં રે સુરત શહેર મુંબઇ અલબેલી
માંહી માલાજીની મેહેરે, મુંબઈ અલબેલી. ટેક.
સાત માળની મેડી ચણાવી, માંહી બેઠાં શેઠાણીરે,
ચાકર મહેતા મજલે ચાલે, વાણીયાની બઇયર રાણી મું. ૧
મુંબઇ રાણી સહુ ઠકરાણી, ભરે બેડે ન પાણીરે,
કાવડીયાતો પાણી આણે, પીયે પાણી શેઠાણી. મું. ૨
મુંબઇમાં કલાં સાંકળાં, કંઠલીનો નહી પારરે,
મુંબઇ શહેરના શાહુકારોને દેવાળાની શી વાર. મું. ૩
સુરતની તો સાડીઓને ઉપર કસબી કોરરે,
મુંબઇ શહેરમાં કાપડીયાને કાંઇ માં દેશો ખોડ. મું. ૪

મુંબઇ શહેરમાં ઘણી ગાડીઓ, બગીઓનો નહિ પારરે,
સાંજ ફજર સૌ ફરવા નીકળે વાડી લાડી લઇ બહાર. મું. ૫
મુંબઈનીતો મારકીટમાં સુખડીઓ વેચાયરે,
તેથી માહીમનો હલવો સારો સૌ લેવા મન ચહાય મું. ૬
મુંબઇના તો સરવે સુખ પણ ત્રણ પાંતીનું દુઃખરે,
ભાડું મોઘું બળતણ મોંઘું બંદર જાવું મુખ્ય. મું. ૭
મુંબઇના તો પાન બીડામાં સોપરીનો કટકોરે,
સાઠ વરસની ઘરડી ગાડર તોય ન મુકે લુટકો. મું. ૮
અમદાવાદી હરામજાદી ખંભાતી ગોજારીરે,
વડોદરાની વાંકી નારી સુરતની બલિહારી. મું. ૯

## વડોદરાનો ગરબો.

ધન ધન ધનરે વડોદરૂં શહેર રૂપે રંગીન
રૂપે રંગે છેલછબીલું અલબેલું અપારરે,
વડોદરાનું વર્ણન કરતાં સુણજો નર ને નાર. રૂપે૦ ૧
બહાર પરાની વસ્તી ભરી શોભાનો નહી પારરે,
વીનવતાંમા વર્ષજ વીતે પરાં બાર બજાર, રૂપે૦ ૨
આકુતપરૂ અડાણિયું, ને કામુપુરમાં ગોખાનુંરે,
ફોગટીયા સઉ ફતેપરામાં દેવાળીયાનું ઠેકાણું, રૂપેઞ ૩
સરશીઆની પાળજ ઉપર, જેઠીનો અખાડોરે
અષ્ટ ભૂજા અલબેલી ઉભાં, પાછળ ગોસાઇ વાડો રૂપે૦ ૪
સરસ નાથ છે સામી હોળે, વયડા વાઢી ત્યાંપરે
અજબ તળાવની પાળે થઇને ચાલ્યા અધડમાં જાય. રૂપે૦ ૫
લાલ દરવાજે બંબાખાનું, વાંદરીયો બુરજરે.

મીયાં મહમદની વાડી જાણે ઝળકી રહયો સુરજ — રૂપેં ૬
હાથીયાં ખાણુને દરવાજે રાંધ હઠીલા હનુમાનરે
રામતળાવની પાળ ઉપર રામેશ્વર ભગવાન — રૂપેં ૭
ઘોઇયા દરવાજે થઇને સીધ વાયે જવાયરે
અજારામના દરવાજા સામી ચોખંડી કહેવાય — રૂપેં ૮
મરદાબારીએ થઇને ચાલ્યાં કરવા રૂડું કાજરે
લકડપીઠું મદનઝાપો ગોસાઇજી મહારાજ — રૂપેં ૯
સીધનાથનાં દર્શન કીધાં આવી ઉંચી પોળરે
ચોરને બેઠા ગરદન મારે બેસાણા ભાગોળ — રૂપેં ૧૦
બડું પરૂં છે બાલાજીનું ડોડીયું બજારરે
સક્કર કુઇને ઝાંપે રૂઢો માલ નામ સરદાર — રૂપેં ૧૧
આનંદપરામાં આવીયાને રાવપુરાને ઝાંપેરે
દાન દક્ષણા રૂઢી થાએ ગણપતરાવ ત્યાં આપે — રૂપેં ૧૨
ઉભી બજારની શોભા સારી ઓવી ખારી વાવરે
સન્યારૂપ છે રંગે રૂડું સુરસાગર તળાવ — રૂપેં ૧૩
વડી વાડી ધીના કાંટે નાગરવાડો વિખ્યાતરે
આદીતવારે દરશન કીજે બેઠી બહુચર માત — રૂપેં ૧૪
ઉભે ચોકે લીમડી બજારે રૂડી શોભા થાયરે
મૃદંગ વાગે નારી નાચે ઝીણી કંઠે ગાય — રૂપેં ૧૫
નાજામપરૂં ભુતડીને ઝાંપે રોકડીઆ હનુમાન
સુરસાગર ગોપાટ દરવાજે ત્રણુજ ને કમાન — રૂપેં ૧૬
શહેરની સર્વે રચના દીઠી શોભાનો નહી પારરે
હાથી ઘોડા પાલખીઓ ને વાંકડીઆ સવાર — રૂપેં ૧૭
ચારે દીશામાં ચારે ચૌટા વચ્ચે માંડવી ચોકરે

ઉંચા મહેલ મેડીને અટારીને છજાં ઝરૂખાને ગોખ રૂપેં૦ ૧૮
માંડવીને ક્રમાન ચોપાશે ચતુર કરે વેપારરે
કાછીઆ દુકાનો માંડે ઉભી હાથી લાર રૂપેં૦ ૧૯
ચોપાટ જોવા ચારે રસ્તા સરખા સરખી ઓળરે
પાણીને દરવાજે બેઠાં વાઘ કરે કલોલ.
રાજે તળાવની સુંદર શોભા જોતામાં મન મોહેરે,
નારી સઉ જળ ભરવા જાએ નૌતમ રચના હોય રૂપેં૦ ૨૧
રામપરે દરવાજે કહીએ દેરૂં છે સનમુખરે
પરમેશ્વરનાં દર્શન કરતાં જાય જનમના દુખ રૂપેં૦ ૨૨
લહેરીપુરાની લહેર સૌથી શોભા છે ભરપુરરે
સુરસાગર રત્નાગર જેવું લાગે બહુ રણતુર રૂપેં૦ ૨૩
ચોથો દરવાજે ચાંપાનેરી બાગ્શીબાની વાટરે
વિસ્તારીને વર્ણન કીધું ચોક પોળને હાટ. રૂપેં૦ ૨૪
નગર નિરખ્યું મન હરખ્યું પ્રભુ થાય પ્રસન્નરે
નરસીંહજીની પોળમાં નરહરીના દર્શન રૂપેં૦ ૨૫
રાજરાજે રણછોડજીને મહાલક્ષ્મી મુજ માતરે
ગોરધનનાથ બળદેવજી ચાલો પુંડરીનાથ રૂપેં૦ ૨૬
બલખતખાનું જનાનખાનું દીવાનખાનું પાસરે
ધરમ-તણી તો ધ્વજા ફરે છે ઉંચા મહેલ અવાસ. રૂપેં૦ ૨૭
ઘણી કારીગરી કચેરીમાં જાતજાતના રંગરે
નૌત્તમ નારી નાચ કરે છે કોમળ તેના અંગ. રૂપેં૦ ૨૮
તરેહવારનું ટંકારખાનું ગોવીંદરાવનો મહેલરે
ગાયકવાડના માહાલ આગળ શોભા સઘળી સહેલ રૂપેં૦ ૨૯
દાદા સાહેબ ને નાના બાવા સાહેબ મહારાજરે.

અણુપતરાવ ઘણું જીવજોને, અખંડ રહો આ રાજ રૂપે૦ ૩૦
ઝાડ થોડ શીગોડ નાગર, દશા વીશા વણીકરે;
સોની સાળવી સુતાર છીપા, દરજી ઠીક ઠીક. રૂપે૦ ૩૧
પુના સતારા મુંબઇ જોયું, પૂર્વ પશ્ચિમ દેશરે;
ઉતરતાં ઉદેપુર જોયું, પૃથ્વીના નરેશ. રૂપે૦ ૩૨
બુંદીકોટા દીઠું દીલ્લી ને દીઠો ગઢ ગીરનારરે.
સુરતને અમદાવાદ જોયું કઠણ કિલ્લો ધાર રૂપે૦ ૩૩
બલીહારી હું વડોદરાને, ધન ધન નરને નારરે,
વીર ક્ષેત્ર જેને જોયું નહી, તેનો એળે ગયો અવતાર. રૂપે૦ ૩૪
વાંકી નારી વડોદરાની મહારાજાને રંકરે,
મૃગનેણીને વરણાગીથી, વળીઓ આડો આંક રૂપે૦ ૩૫
શાહુકારોની દુકાનો ભારે ધરમ તણો અવતારરે,
ખુશાલચંદને શામળ બહેચર, લલુભાઇ શાહુકાર. રૂપે૦ ૩૬
રતનજી કાનદાસ કહીએ, બાંધી પુનની પાળરે,
હરિભકિતનો મહિમા મોટો, બીજા ભાવ મેરાલ. રૂપે૦ ૩૭
રંગીલા જે ગરબો ગાશે રંગીલા નર નારરે,
રંગીલી તો લહાણીઓ લાવે રંગભેર શોભા થાય રૂપે૦ ૩૮
સંવત ઓગણીસ પાંચમાં તે સતરસે સીતેરરે,
નવરાત્રીમાં વરણુ કીધું, વડોદરું જે શહેર રૂપે૦ ૩૯
સહુ કોઇને કરૂં વિનંતી, કોઇ માં દેશો ખોડરે
વડોદરાની રક્ષા કરજો રેવા ને રણછોડ રૂપે૦ ૪૦
ભગવત વાણી સાચી જાણી, મનમાં આણી ભાવરે
વડોદરાનો ગરબો ગાતાં, સહુ જન સુખીયાં થાય. રૂપે૦ ૪૧
મીરાયજ બાની મનગમતી કરે, ઘણા શોખી જનરે
મસ્તુબાગનો બંગલો જાણે ઇંદ્રનું ઇંદ્રાસન. રૂપે૦ ૪૨

# ભાગ ૬ ઠો

## મહાકાળીનો ગરબો.

મા તુ પાવાની પટરાણી કે કાળી કાળકારે લોલ
મા તારે ડુંગરડે ચઢવું તે અતિ ઘણું દોહ્યલુંરે લોલ
મા તારી પ્રદક્ષણા કરવી કે વરણુન શું કરૂરે લોલ
વિશ્વાસે તપ કરવા બેઠા કે કેવળ મુના થયારે લોલ
આવું રૂડું ચઉડું ચાંપાનેર કે, ચઉદ મળ્યારે લોલ
ત્યાં કાંઇ ગાતાતા ગરબા કે માજી આવીયારે લોલ
રાયે છેડલો સાહ્યો હાથ કે માજી પ્રસન્ન થયારે લોલ
માગ્ય માગ્ય ઘોડાની ઘોડાર કે હાથી ઝુલતારે લોલ
માગ્ય માગ્ય કુશળ ક્ષેમ કે જંજાળ અતી ઘણીરે લોલ
માગ માગ ગુજરાત સરખી ગાદીકે બદર બેસણુંરે લોલ
માગ માગ નવેખંડના રાજ્ય કે ચાંદો સુર્ય તપેરે લોલ
રાજાજીએ ખોદાવ્યું તળાવ કે પાણી નવ નિસર્યું રે લોલ
મુગલે ખોદાવીયું તળાવ કે જળ દુધ ભર્યું રે લોલ
માજીનો આવો છે મહિમાય કે, કહિ નવ કહી શકેરે લોલ
માગ માગ એટલું વરદાન કે મારે મોહોલ પધારીએરે લોલ
ફટ ફટ પાવાના રાજન કે, એ શુ માગીયુરે લોલ
આજથી છઠેને છ માસે કે મુળ તારૂં જશેરે લોલ
એમ કહી માતા થયાં અલોપ કે પાવે હાથ ઘસી રહ્યાલોલરે
મુગલે ચઢાવી છે ફોજ કે પાવાગઢ ઘેરીયોરે લોલ
દરવાજે ઉભા દરવાન કે કોઇને પુછયુંરે લોલ

## બહુચરાજીનો ગરબો

બળદારી બહુચર માત જોવાને જઇએ,
જોવા જઇએ સુખીઆ થઇએ, આરાસુરમાં રહીએરે,

આપ આપણા મનની વિનતી જઇ બહુચરને કહીએ જોવા. ૧
આરાસુરમાં અંબા બીરાજે, પાવાગઢ મહાકાળીરે
દક્ષિણમાં તુળજા ભવાની, ચુંવાળમાં બહુચર બાળી જોવા. ૨
માને પાળે હવન થાય ને ચીર ચુંદડી હોમાયરે
બ્રાહ્મણ બેઠા વેદ ભણે છે, માતુનાં મંગળ ગાય જોવા. ૩
માને પારે જે કોઇ આવે તેની પુરે આશારે
કરજોડી જન વલ્લભ કહે મા હું તારો દાસ જોવા. ૪

## રેલવે ગાડીનો ગરબો.

ગાડી આવી ગુજરાત અગન કેરી ગાડી આવી.
ગાડી આવી હિંદુસ્તાન અગન કેરી ગાડારે આવી,
પાણી છાંટે ઠામો ઠામ, છાંટતાં તો ચાળા કરે છે;
દીવા બળે સારી રાત સીપાઇઓ નો ચોકી કરે છે.
**સાખી**—સરસ્વતી સ્વામીને વીનવું ગણપત લાગુ પાય;
ટોપીવાળા તારા રાજમાં, તારૂં કાંકરીયું ફરી બંધાય.
અગન કેરી ગાડીરે આવી. ૨
ગાડી તારાં બેસણાં, ઇંદ્ર તણાં વૈમાન
આંકડે આંકડો મેળવ્યો, તેનો ઘડનારો ચતુર સુજાણ.
અગન કેરી ગાડીરે આવી. ૩
ગાડી આવી ઘંટ વાગીઆ ટીકીટ કરાવા જાય.
ઘડી એકનો વિલંબ પડે, તે તો ટીકીટ વિના અથડાય.
અગન કેરી ગાડીરે આવી. ૪
સ્ટેશન આવે ઘણાં બરફી પેંડાં વેચાય,
મોટા ઘરની શેઠાણીઓ તે તો ગાડીમાં બેસી ખાય
અગન કેરી ગાડીરે આવી. ૫

સ્ટેશનો ઉંચા ઘણાં દુર થકી દેખાય,
બાગ વચ્ચે એક બંગલો તેની શોભાનો નહી પાર
અગન કેરી ગાડીરે આવી. ૬
અમદાવાદની દીકરી મુંબઇ તેનું મોસાળ;
સુરત તેનું સાસરૂં તેનો સેજે સંદેશો જાય, અગન કેરી ગાડીરે આવી. ૭

## અમદાવાદનું વર્ણન.

ભાવ લાવ સખી એક કાગળ લખીએ હરીનેરે—એ રાગ.

અમદાવાદ નામે આજ શહેર છે સારૂંરે;
રાજા અંગ્રેજ કેરૂં રાજ પ્રજાને પ્યારૂંરે. ૧
ચઉટા વચ્ચે માણેકચોક શોભા છે ભારીરે;
વસે લક્ષપતિ બહુ લોક વડા વેપારીરે. ૨
નદી સાબરમતી વહે નીર, શેહેર સમીપરે;
દેવતાઓનાં તેને તીર દેવળ દીપેરે. ૩
એવી જુગની જોતાં અનેક મન લાગે મીઠુંરે,
પણ અચરત મોટું એક, દ્રષ્ટિએ દીઠુંરે. ૪
તીથી તેરશ પેહેલે પક્ષ; અસાડી આવેરે.
ત્યારે ગોર પુજાનો લક્ષ, છોડીઓ લાવેરે. ૫
દીન પાંચ લગી એક અંન મોળું જમે છે રે.
મોટા હર્ષ ધરીને મન, રોજ રમે છેરે; ૬
પુજે વાવી જવારા ઘેર, ગોર રીઝાવારે,
જાએ પ્રીતે મળી બહુ પેર નદીએ નાહવારે. ૭
અન્યો અન્ય કરે ઉદપાત, નઠારૂં બકેછેરે,
ગઇ ગોર પુજાની વાત છાકી છકેછેરે. ૮
જેવી હોય હોળીના ઘેર એથી અતીશેરે;

બોલે ભડવાની પુત્રીઓ પેર, દુષ્ટના દીશેરે. ૯
તેના માત પીતાને ભ્રાત, પુરા હશે પાજીરે,
જ્યારે સાંભળતા હશે વાત, થતાં હશે રાજીરે. ૧૦
ાઇ સાહ્ય આવી વાત, દેખે એવી રીતેરે;
તેની માત પિતાની જાત પુછેછે પ્રીતેરે. ૧૧
તારે કેવી વધે છે લાજ, મળે શાબાશીરે,
એવા નીરલજ લોકો આજ શહેરના વાશીરે. ૧૨
કરૂ વિનતી સમાચાર, શ્રવણે ધરજોરે,
તેના નામ લખી સરવ પત્ર, જાહેર કરજોરે, ૧૩
ઘણી નીંદ્રા લખજો શ્લોક, દેખાડજો નીતીરે;
જેથી લાજ પામે તે લોક, તજે તે રીતીરે, ૧૪
હવે કહુંછું જોડીને હાથ, વીવેકીને ગમવારે;
એવી નિર્લજ છોડીઓ સાથ, ન જાવું રમવારે ૧૫
લઇ ગોર પુજાનું નામ, કામ એ કરવુંરે
મોટું પાપ ઠરે એ ઠામ દીલમાં ડરવુંરે. ૧૬
ધરી મોટો હરખ મનમાંહી વ્રત દીન જેદીરે;
પણ કુટવા રોવાનું કાંઇ ન કરવું તેદીરે; ૧૭
છોટાપણામાં પડે જે ટેવ ટળે નહી ટાળીરે;
માટે નીતી શીખો તતખેવ, બોલો સંભાળીરે. ૧૮
કરી પુરીએ નહી કોઇ ઠામ સાહેદી જુઠીરે;
લઇએ પરમેશ્વરનું નામ પ્રભાતે ઉઠીરે, ૧૯
પતી માત પીતાની સેવ; કેડો કાજેરે;
જેથી દલપતરામનો દેવ દીલમાં રીઝેરે. ૨૦

# ભાગ ૭ મો.

## ( બજરંગી હનુમાનનો ગરબો )

અંજનીનો જાયો હનુમાનરે સમરૂં બજરંગી
એને ચઢે છે તેલ સીંદુરરે સમરૂં બજરંગી
મારા રામ તણા રખવાળરે સમરૂં બજરંગી

## સાખી.

શનીવારે કરૂં તમારી સ્થાપના, ને બોમે કરૂં બોવન
કપુરે ઉતારી તમારી આરતીરે, એવા સકળ સ્વરૂપ હનુમાનરે સ० ૧
માતાજીના વચન સાંભળીને, બાપના પાળવા બોલ
અજોધાનું રાજ મુકી રામ લક્ષમણુરે, ભોગવીયા વનવાસરે. સ० ૨
રામે રથ જોડીયાને, સીતાને લીધા સાથ
વનના વલકલ પહેરીયાને સાથે ચાલ્યા છે લક્ષમણુ વીરરે. સ० ૩
વનમાં જઇ મઢી કરીને, ત્યાં પુર્યો છે વાસ
લક્ષમણુ સરીખા બંધવા નહી મળેરે, તમને ફળનું લાવી
આપનાર કોણુરે સ० ૪
રામ ગોડે તલાવડીને લક્ષમણુ બાંધે પાળ
સોના કેરે ઘડુલેરે સીતા ડમરોને મોગરો પાયરે સ० ૫
સીતાની વાડીમાં ડમરોને મૃગલા ચરીચરી જાય
કાલે મરાવું પેલા મૃગનેરે, મારાં કાચા તે વનફળ ખાયરે સ० ૬
મૃગને મારી કારમોને તેના પડાવું છાલ
તેનો સીવડાવું કંચવોરે, હું તો હીંડુ ચમકતી ચાલરે સ० ૭

મરીચી મૃગ થઇ આવીયોરેને, રાણીને લાગી રઢ;
હો મારા રામજીરે, કંથ કાંચલડી સીવડાવોરે, સ૦
સુતર ભરેલો કંચવોરે ચામડાની શી રાડ,
આપણા સ્વાસ્થને કારણે પેલા પશુના શીદ લેવા પ્રાણરે સ૦
સીતા કહે નહી પીયરીએ ને, નહી માને મોસાળ;
નથી મારે કંથ કણાગરાને મારા મનની કોણ પુરે આશરે, સ૦ ૧
ભાથામાંથી બાણ કાઢી અને રામજીએ લીધાં હાથ;
મૃગ મારવા રામ સંચર્યારે, મુકી સીતાને લક્ષમણ સાથરે સ૦ ૧
પહેલુ બાણ રામે સાંધ્યુંને, વાગ્યું મૃગને શરીર;
મૃગ મરતાં પોકારીઓ. ધાજો ધાજો લક્ષમણ વીરરે. સ૦ ૧
સીતા કહે તમે સાંભળોને, બોલાવે તમ વીર;
લક્ષમણ કહે ખોટી વાત છેરે; કંઇ કપટ જેવી વાતરે. સ૦ ૧
કપટ છે તમ દીલડા વિશે હું સમજી આ વાર,
બીક પરી બંધવને વન વિશેરે તમે બેઠા કરો વીચારરે, સ૦ ૧
કુદ્રષ્ટી મુજ પર તમ તણીને તેમાં નહીં સંદેહ
જાણ્યા તમને લક્ષણ દીયરારે, જાણ્યાં પાપ તણાં આજરે સ૦ ૧
સીતાનાં વચન વાગ્યાં રૂદે વિશેને લક્ષમણને ચઢી રીસ,
વાડીને ફરતી ચોકી મુકાનેરે. ચાલ્યા ત્યાંથી તે તો દીસરે. સ૦ ૧
ધુપ પડે ધરતી તપેરે, જોગી ઉભા બહાર;
સત્ય પાળવાના કારણે, ભીક્ષા આપો રામ કેરી નારરે. સ૦ ૧
આપવી હોયતો આપો મનેરે નીકર મુખે કોનાય;
વાર થાય મને ઘણી મારો સંઘ કેદાર નાય જાયરે. સ૦ ૧
ઉંચી મેડી આકાશમાંને નીચા સરોવર ઘાટ;
સીતાને રાવણ હરી ગયોરે, પંખી મઢીમાં ઉડે છે કાગરે સ૦ ૧

રાવણ જોઇ સીતા સતી, કરતાં ઘણો વીલાપ.
ન કહેવાનાં વચન લક્ષમણને કહ્યારે લીધું પાપમાથે અમાપરે સ૦ ૨૦
સત્ય વચની સત્ય બાંધવા ને, સત્યનો ચાલન હાર;
આગળ બુદ્ધી મારી પોહચી નહીરે, ઘણા કર્યા તીરસ્કારરે. સ૦ ૨૧
નીચ બુદ્ધી સ્ત્રી જાતનીરે, નહી મનમાં કાંઇ વીચાર;
પોતાના સ્વારથને કારણેરે કરે પુરૂષ ખુવારરે, સ૦ ૨૨
મૃગ મારી રામ આવીઆને આડો ઉતર્યો સાપ;
ઓ મારા બંધવા આજે વિપ્રીત દીસે કાજરે, સ૦ ૨૩
મનુષ્ય મેલ્યા ઢુંકડાને બાણ મેલ્યાં બહાર;
ઓ મારા સગુણ બાંધવારે. ગઇ સકુળની નારરે. સ૦ ૨૪
મેં જાણ્યું લક્ષ્મણ સુલક્ષણોને સારાં કરશે કામ.
ના માર્યા વનમાં મૃગલારે, નવ રાખી સકુળની નારરે સ૦ ૨૫
કુવા ઢાંકણ ઢાંકણ ને ખેતર ઢાંકણ વાડ;
બાપનું ઢાંકણ બેટડોરે, ઘરનું ઢાંકણ નારરે. સ૦ ૨૬
રામ રૂવેરે લક્ષમણ રીઝવેને, ના રોસો મારા વીર;
બીજી પરણાવશું સુંદરીરે તેનું ધરાવશું સીતા નામરે, સ૦ ૨૭
જળ જળ કમળ ના નીપજે, વન વન ચંદન ન હોય;
સતી સીતા એક છેરે, એવી ઘેર ઘેર સીતા ના હોયરે. સ૦ ૨૮
રામ રૂવે લક્ષમણ રૂવે રૂવે પંખી જન;
ના રૂવે હનુમાન એકલારે, એમને સીતા લાવ્યાની ઘણી હામરે સ૦ ૨૯
રામે બીડાં આપીયાંને, હનુમાને લીધાં હાથ;
આજ્ઞા આપો તો ઉડીયેરે તેડી આવું સીતા માતરે સ૦ ૩૦
ત્યાંથી હનુમાન ઉપડીયાને, પડયા લંકાની માંય;
જોયાં ચોરાશી ચઉટાંને જોયા બાવન બજારરે. સ૦ ૧૩

જોઇ રાવણની રાણીઓને જોયા રાવણના મહેલ,
જોઈ રાણીની મેડીયોરે, પછી દીઠાં છે સીતા માયરે. સ૦ ૩૨
વાડીમાં જઇ વનફળ લાવતાને, તેનો કરતા આહાર,
લીલી વાડી સુકી કરીરે પછી દીઠાં સીતા માયરે. સ૦ ૩૩
કયાંથી તમે અહીં આવીયાને, શું છે તમારૂં નામ,
કોણે તમને મોકલ્યારે અહીં શું છે તમારે કામરે. સ૦ ૩૪
રામે અમને મોકલ્યાને, હનુમાન મારૂં નામ,
પંચવટીથી અમે આવીયારે મારે શોધ લેવાનું કામરે. સ૦ ૩૫
આગળ દરીઓ જળ ભરીયોને ત્યાં રાક્ષસનો ભાય,
શી રીતે તમે આવીયારે. શાથી પહોચી તમારી હામરે. સ૦ ૩૬
સાત સમુદ્દર સુકા કરૂને રાક્ષસનો વાળુ કેર,
આજ્ઞા હોય તો ઉડીયેરે લઇ જાવું માતાજી ઘેરરે. સ૦ ૩૭
વાડી સઘળી ઉજડ કરીને લગાડી લંકામાં લહાય,
અક્ષ વાદી કુંવર મારીયારે, વરતાવ્યો લંકામા ત્રાસરે. સ૦ ૩૮
ત્યાંથી હનુમાન ઉડીઆને આવ્યા રામજી પાસ,
રામને સમાચાર આપીયારે કુશળ છે સીતા માયરે. સ૦ ૩૯
ત્યાં રામ ચાલીયાને આવ્યા લંકા માંય,
પથર કેરી પાળ બાંધીને સેન ઉતાર્યું પેલી પારરે. સ૦ ૪૦
લંકાગઢ રામ પહોંચીયાને રાવણને થઇ છે જાણ,
ઇંદ્રજીત યુધ્ધે ચઢયોરે ત્યારે લક્ષમણને મુરછા થાયરે. સ૦ ૪૧
કડવી હોજો લીંબડીને શીતળ હોજો છાંય,
બંધવ હોય બોલકારે, પણ અંતે લહાય પોતાની બાંયરે. સ૦ ૪૨
સુખમાં સાંભળે સુંદરીને દુ:ખમાં સાંભરે રામ,
વનમાં સાંભળે બંધવોરે મારી ભાંગી જમણા હાથની બાંહરે. સ૦ ૪૩

નવ મહીના ઉદરમાં રાખીયાને નવ જાણી માની વાત,
બાળ પણમાં જેની મા મરેરે, તેને ચો દીલાના વાયરે. સ૦ ૪૪
દુઃખના બેલી બંધવાને માડી જાયા વીર;
તેની તોલે કોઇ ન હોયરે, એ તો સુખ દુઃખમાં સાયરે. સ૦ ૪૫

## લાવણી.

અજોધા નગરીથી ચાલવું તેની ચાલ હો જન ભાઇરે.
એકતો મારી જોડ ખંડીત થાય, એ દીન દોહલા કેમ જાય;
લક્ષમણ જાગ્યને હોજીરે બંધવ બોલને એક વાર. લ૦ ૪૬
માય વીના સુની બેટડીને, ભાઈ વીના સુની બેનરે,
એવો બાળ મોળો કંસાર, તેનો સુનો સંસાર. લ૦ ૪૭
આવ્યાતા ત્રણ જણને જઇશું એકા એકરે,
માતા તે મારી પુછશે ત્યારે શો ઉતર દઇશ. લ૦ ૪૮
ચઉદ વરસ વન વિશે રહ્યા નવ જાણી સુખની વાતરે;
અંતે મને દગો કરીને તમે ચાલ્યા ગયા મુજ ભ્રાત. લ૦ ૪૯
બ્રમચરીય વ્રત તમે પાળીયુંને તજી નિંદ્રાને આહારરે,
રાત દીવસ ચોકી કરી હમ તણી રહી ઘર બહાર. લ૦ ૫૦
પુત્ર વિના પરીવાર સુનો સ્ત્રી વિના ઘરબાર;
બંધુ વિના બેલ નહી કોઇની મિત્ર વીના શો વીચાર. લ૦ ૫૧
ભરત શતરુઘન મને પુછસે કયાં ગયો લક્ષમણ ભાઇરે;
આવી વાત તમારી સાંભળીને ગેસે સુમીત્રા માઇરે. લ૦ ૫૨
ઉઠો બંધવ વાર થય છે, મારવો રાવણ રાયરે;
પછી જઇએ અવધપુર વીશે, સાથે લઇ સીતાય. લ૦ ૩૫
રામના વિલાપ જોઇને રૂવે સેના તમામ.

ધનવંતર વઈદ ઉપાય શોધીનેરે, કીધી હનુમાનને આગ્નારે સ૦ ૫૪
હનુમતં હીંમત ધરીને દ્રોણાચલ લેવા જાય;
પલક એકમાં પાછા આવીયારે, વળી લક્ષમણુની મુર્છાયરે. સ૦ ૫૫
કુંભ કર્ણ ઇંદ્રજીતને માર્યા, બળીયા કુમાર;
જમાઇ મરાયા સઘળા રાવણુનારે, પછી રાય કરે વીચારરે. સ૦ ૫૬
અહી મહી મીત્ર પોતા તણાને તેડાવ્યો રાવણે સાર,
રામ લક્ષમણુને ચોરી ગયારે, મહીકાવતી નીરધારરે. સ૦ ૫૭
પ્રભાતે સોધ કીધી સેનામાંને, નવ દીઠા લક્ષમણુને રામ;
શેન્યા રોવા લાગી બધી રામનીરે, રોવા લાગ્યા અષ્ટ પ્રધાનરે સ૦ ૫૮
હનુમાને પગલાં કઢાડીવાંને, આવ્યા સમુદર તીર;
મકધ્વજને ત્યાં બાંધીઓરે એતો ગયા છે પેલી પારરે. સ૦ ૫૯
દેવી દેરામાં પેસીને ત્યાં ગયા તતખેવ;
રામ લક્ષમણુ ત્યાં આવ્યારે એમને કીધી છે હનુમંતે સેવરે, સ૦ ૬૦
અહીરાવણુનું મોત સાધીને તેને પણુ માર્યો ઠાર;
તેની રાણીને વરદાન આપીયાંરે પછી અવ્યા લંકા મોઝારરે સ૦ ૬૧
લંકામાં યુદ્ધ કરીને છેદયાં રાવણુનાં શીશ,
અસુરનો અંત આવીયોરે પછી હરખ પામ્યા જુગદીશરે. સ૦ ૬૨
રાણી કીધી મંદોદરીને, આપ્યું વિભીષણુને રાજ.
સીતા લઇ રામ સંચર્યારે અજોધ્યા મોઝારરે. સ૦ ૬૩
માતાએ મોતીડે વધાવીયાને કંઇડે હરખ ન માય,
મોતી કેરા ચોક પુરીઆરે, લીલા નૌતમ ત્યાં થાયરે. સ૦ ૬૪
છોડાવી અધરમ નગર તણાને, ટાળ્યાં પ્રજાનાં દુઃખ.
લાડ પાળ્યાં માતા તણાંરે લવલેશ રાખી નવ ભુખરે, સ૦ ૬૫
રૂડો ગરડો બજરંગી તણોને, વાંચો નીત્ય નરનાર;

હનુમંત કેરા પ્રતાપથીરે, છોટો કહે ઉતરો ભવપારરે, સ૦ ૬૬
( આ ગરબો અધુરો હોવાથી મેં પુરો કર્યો છે. )

## સાત વાર.

આદીતે આનંદ સખીયર કહું છું રે,
મારૂં ગીરધર શું ધરવાસ વ્રજમાં રહું છું રે;
સોમે પામ્યા સુખ શીવજી ફુળીઆરે,
આ નંદજીનો લાલ મુજને મળીયારે.
આ મંગળે મને હેત હરી શું લાગ્યુંરે,
આ હૃદયકમળનું બાણ હઈએ વાગ્યુ રે.
આ બુધ આવ્યો સુખ જોવા જઈએરે.
આ છાની કરીએ ગુજ વહાલા થઈએરે,
આ બ્રસ્પતિ ગુરૂ પ્રતાપ સુખ છે સહુનેરે.
આ અતિ ઘણો આનંદ રાધા વહુનેરે.
શુકરના સરવ બોલ સહુને ગમતારે.
આ લેતા તાળી હાથ રજની રમતારે.
આ શનિવારે સંદેશો હરીને કહાવ્યોરે;
આ જોગ બન્યો છે આજ રમવા આવોરે.
સાત વાર જે ગાય નરને નારીરે,
તેનો વઈકુંઠ વાસજ થાય કે મોરારીરે,

## આઠ વાર

[ કારતકે કાજળને દીજીયું એ રાગ ]

આદીતે સકળ કળા તારી, જાવુ રે હુતો વદન કમળ વારી
શ્રીકમજી હું તો છું તારી, આરોને ઘેર જસોમતીના જાયા,

મને લાગી તારી માયા, આવોને ટેક.

સોમ તો શોભે સોહાગી, મને તો તારી લેહ લાગી

કટારી કાળજે વાગી.

મંગળે તો મન વીચાર કરીએ, ધીરજ તો કઇ પેરે ધરીએ

દીવસ રાત રોઇ રોઇને મરીએ. આવોને ૨

મંગળે મન વીચાર કરીએ, ધીરજ તો કેઇ પેરે ધરીએ

દીવસ રાત રોઇ રોઇને મરીએ. આવોને૦ ૩

બુધે તો બુદ્ધિ વિચારો, દુખરે મારૂં દીલ મથે ધારો;

મુને તો વિરહઅગ્નિમાં શીદ બાળો. આવોને૦ ૪

ગુરૂવારે ગુણ ગવા તારા, અવગુણ શા છે હમારા

આંખે વહે છે આંસુની ધારા, આવોને૦ ૫

શુકરે શું કહીએ હેલી નમેરા છો નાથ ગયા મેલી

હવે મારૂં થશે કોણ બેલી. આવોને૦ ૬

શનીવારે શામળીઓ આવ્યા, થાળ ભરીને મોતીડે વધાવ્યા

ગોપીના સુખસાગર કાવ્યા. આવોને૦ ૭

સાત વાર સમજીને ગાશે, તેના સહુ દુ:ખ દારિદ્ર જાશે

કવી કહે સુખ સંપત થાશે. આવોને૦ ૮

## પંદર તીથીઓ.

પડવે આવી પકડો મારી બાંયરે ઓગાળા—એ રાહ

પડવે પ્રિતમ પ્રિત તજી કેમ ચાલ્યારે ગીરધારી

માનીતી કુબ્જાને મોહાસે માહાલ્યારે, ગીરધારી. ૧

બીજે બંસીવટમાં વાટયો જોતીરે, ગીરધારી.

કોઇ મળે મથુરાં વાટ પુછી લેતીરે, ગીરધારી ૨

ત્રીજે ત્રીકમ તન મારાં તરફડતારે, ગીરધારી.

ગોકુળીયામાં ઘેલાં ઘેલાં ફરતાંરે, હો ગીરધારી. ૩
ચોથે ચતુરભુજ શરણે રાખોરે, ગીરધારી
હરી સુખ દુઃખ કેરી વાત અમશું ભાખોરે હો ગીરધારી. ૪
પાંચમે પુરષોતમ કેમ વીસારીએ ગીરધારી
પ્રીત કરી કેમ વૃજની નારીરે, હો ગીરધારી. ૫
છઠીને દીન છોગાળો જો આવેરે, ગીરધારી
વાંસલડીના શબ્દે વન બોલાવેરે, હો ગીરધારી. ૬
સાતમે શામળીઆ વીણુ નવ ગમતુંરે, ગીરધારી.
રહે મનડું મારૂં ગીરધર પાછળ ભમતુંરે, હો ગીરધારી. ૭
આઠમે અલબેલા અંતરજામીરે ગીરધારી
ર્યો દાશીને સંગાથ ગરૂડાગામીરે, હો ગીરધારી. ૮
નોમે નૌતમ ખેલ કરે બ્રીજવાસીરે ગીરધારી
ન ગોઠે ગોવિંદ ખેલ રહું ઉદાશીરે, હો ગીરધારી. ૯
દશરાને દીન સરવ સજે શણગારરે ગીરધારી
પણ હરી વિણુ લાગે આગ તણા અંગારારે હો ગીરધારી ૧૦
એકાદસીએ ઓછવ તે નવ ગમતારે, ગીરધારી
અલબેલા કામગિન કહે છે દમનોરે હો ગીરધારી. ૧૧
બારસે બહુ વિધથી ખેલે બાળારે. ગીરધારી
શા કારણે મુકી ગયા મને ગોવાળારે હો ગીરધારી ૧૨
તરકે આ તનડુ ફરકી જાયરે. ગીરધારી
મોહન વીના તો મંદીર ખાવા ધાયરે. હો ગીરધારી. ૧૩
ચઉદશે ચીતમાં ગઈ છું ચુકીરે ગીરધારી
માત પીતાની લજયા મેં તો મુકીરે હો ગીરધારી ૧૪
પુનમે દીન પુરણ પ્રગટે ચંદરે. ગીરધારી.

આમળીઆ વિષ્ણુ કરૂં આક્રંદરે, હો ગીરધારી, ૧૫
આ પંદર તિથી હરિ વિયોગ દુઃખની ગાશેરે, ગીરધારી.
ગોવર્ધનનો સ્વામી પરશન થાશેરે, હો ગીરધારી ૧૬

---

## પંદર તીથીઓ.

પડવાની પણ પ્રીત ગતમત ભુલીરે,
મારા હરીવીના એક વાત સર્વે સુનીરે. ૧
બીજે બાળે વેશ રહી છું બાળીરે,
આ ઘરમાં કેમ રહેવાય વાગે તાળીરે. ૨
ત્રીજે ત્રીભોવનરાય મંદીર પધારોરે;
હરી આવોને આપણે ઘેર હેત વધારોરે, ૩
ચોથે ચંચળ નાર ચતુરાં ચાલેરે,
પેલો વડોદરાનો વઇદ દુઃખડા ટાળેરે, ૪
પાંચમના પડદા હરી શું રાખ્યારે,
માંરે પ્રેમ રસ પીવા કાજ હરીરસ ચાખ્યારે. ૫
છઠ્ઠીના લખીઆ લેખ તે કેમ ટળશેરે,
મારે પેલા ભવની પ્રીત આવા મળશેરે. ૬
સાતેના સંતાપ હરી શું અમનેરે,
આ શું કહીએ મહારાજ લાજ નહીં તમનેરે. ૭
આઠમે ઓછવ થાય હરી હોય હેલીરે,
મારે સોળ ગોપીઓનો સાથ રમવા ઘેલીરે, ૮
નોમે નમેરા નાથ નમણા ન થઇયેરે
ગોકુળીયું મેલી મથુરાં ન જઇએરે. ૯

દશમે દીનરાત દેહી મારી દાઝેરે
ઘેર નાત્રલીઓ રીસાય તે ઘણું સાલેરે. ૧૦
એકા દશીનાં વ્રત મારે કરવાંરે,
શ્રી જુમના જીનાં ધ્યાન મારે ધરવાંરે, ૧૧
દ્વારશીને દહાડે દરસન દેજોરે,
મારા શામળીઆ ભગવાન સન્મુખ રહેજોરે ૧૨
તેરસના તો કંઠ અમારા ટુટયારે
આ હરીહરી કરતાં હોઠ અમારા સુકાયરે ૧૩
ચઉદશે તો ચતુર નર શું વાયરે.
ઘેર રાધા સરખી નાર શું રીસાયરે, ૧૪
પુનમે પંદર તીથો થઇ કહાવેરે,
મુને સેજડાએ સુતાં નીંદ્રા ન આવેરે. ૧૫

---

## પંદર તિથિઓ

હરી હઠ મેલીને રાધે મેરી સંગ બોલને રાધે,
આબોલા બોલને રાધે ઘુંઘટડા ખોલને રાધે,
કહ્યા મેરા માનને રાધે. ટેક.
પડવે મોરી સાહેલડી, પિયુજી વાડીયે જાય;
પિયુજી લાવે દાડમ, ગોરી છોલેને પીયુજી ખાય,
હરી હઠ મેલને રાધે. ૧
બીજે મોરી સાહેલડી. બાળો ઉગ્યો ચંદ.
દાડમ કેરી દંતડે ઘોરી આ શો માંડયો છે ફંદ
હરી હઠ મેલને રાધે. ૨
ત્રીજે મોરી સાહેલડી તરીઆજ વારોવાર

આ શું ભુલી સુંદરી. ભુલી કંકુને કાજળ સાર
હરી હઠ મેલને રાધે ૩
ચોથે ચકમકતી મેં સુણી જોબન બાળો વેષ
ભરજોબનમાં એકલી જેના પીયુ ગયા પરદેશ.
હરી હઠ મેલને રાધે ૪
પાંચમે મોરી સાહેલડી. પંથ પલંગ કંથ દુર.
ભરજોબનમાં એકલી મારૂં જોબન જાય ભરપુર
હરી હઠ મેલને રાધે, ૫
છઠે મોરી સાહેલડી છઠીજ વારોવાર
પરદેશી રાજ પધારશે. આપણે બેશીશું હારોહાર.
હરી હઠ મેલને રાધે. ૬
સાતમે મારી સાહેલડી સાતેજ કીધો સ્નેહ,
ચોમાસાની રત ચીકણી, ઝીણા ઝરમર વરસે મેહ
હરી હઠ મેલને રાધે, ૭
આઠમી મોરી સાહેલડી આઠજ, જોડા જોડ,
પરદેશી રાજ પધારશે, આપણે બેસીશું મોડામોડ
હરી હઠ મેલને રાધે. ૮
નોમે મારી સાહેલડી, નવલાં પહેરૂં ચીર.
દીપક લઇ મેહડે ચડું મારે નયણે વછુટયાં નીર,
હરી હઠ મેલને રાધે. ૯
દશમે મોરી સાહેલડી, દશરા પુજવા જાય,
પુજયા તે નર પામીઆ મારા રાયજાદા ભરથાર;
હરી હઠ મેલને રાધે. ૧૦
અગીઆરશે મોરી સાહેલડી, મેં કીધી શીવરાત

પરોઢીએ ઉઠી પારણા કરૂં મને કૃષ્ણ જોવાની ઘણી ખાંત
હરી હઠ મેલને રાધે. ૧૧
બારસે મોરી સાહેલડી, બારજ બાંધ્યા બંધ
કસનારા નર કશી ગયા. એ તો કદીએ ન છુટે બંધ;
હરી હઠ મેલને રાધે. ૧૨
તેરશે મોરી સાહેલડી વાદળ વધ્યા રંગ,
ઓસડની મુળી એક છે, મને ડસીયા કરણ ભોરંગ.
હરી હઠ મેલને રાધે. ૧૩
ચઉદશે મોરી સાહેલડી પાસા લીધા હાથ.
મેં જાણ્યું પડશે પાધરા, એ તો પડયા છે બારે વાટ.
હરી હઠ મેલને રાધે. ૧૪
પુનમે મારી સાહેલડી પુરીજ કરજો આશ;
મેં જાણ્યું હરી આવશે હવે થઇ બેઠીછું નીરાશ;
હરી હઠ મેલને રાધે.

## પંદર તિથિઓ

સખી પડવે તે પંથે ચાલ્યારે મહાવનના તે મારગ ઝાલ્યારે:
સાથે સીતાને લક્ષમણ બાળા, રઘુપતિરામ રૂદેમાં રહેજોરે. ૧
સખી બીજે મઢીમાં બીરાજેરે એવાં નદીઓ તણાં નીર ગાજેરે,
રામ મેલી ગયા રૂડુ રાજે, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૨
સખી ત્રીજે તે વન કેરી ઝાડીરે, વન ફળ મંગાવે છે દહાડીરે,
સારી શોભે સીતાજીની વાડી, રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે. ૩
સખી ચોથે કેવડીઓ મહેકેરે, ફાલ્યા ફુલ્યોને મોગરો લેહેકેરે
એવી લીલી લતાઓ લેહેકે રઘુપતિ રામ રૂદયમાં રહેજોરે.
સખી પાંચમે પોપટ પાળ્યો, પાંખ લીલીને કાંઠલો કાળોરે,

મુખે રામ ભજુનો ભાળ્યો રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૫
સખી છઠે છેતરવા આવ્યોરે કુડો કપટી રાવણ સાથે લાવ્યોરે
એ મુખનો મરગ બનાવ્યો, રઘુપતી રામ રૂદેમાં રહેજોરે. ૬
સખી સાતમે શ્રીહરી સમર્યારે, વાડી ભેળી ઉરાડયા છે ભમરારે,
દુંખ સહિત તાણ્યા છે ડમરા, રઘુપતી રામ રૂદેમાં રહેજોરે, ૭
સખી આઠમે એને નિહાળ્યોરે, ધનુષ ધારીને મરગલો માર્યોરે
મરગ મરતી વખતે પોકાર્યો રઘુપતી રામ રૂદેમાં રહેજોરે, ૮
સખી નોમે તે નાખ્યો તીરરે, જઇ વાગ્યા છે મરગ શરીરરે,
વારે ધાજો લક્ષ્મણ વીર રઘુપતી રામ રૂદેમાં રહેજોર ૯
સખી દશમે કહે લક્ષ્મણનેરે, બોલી વીર બોલાવે છે તમનેરે,
આડી આણ દીધી છે અમને, રઘુપતી રામ રૂદયમાં રહેજોરે ૧૦
સખી એકાદશી અપવાશીરે, લંપટ લેવાનો લાગ તપાસીરે.
રાવણ સીતાને લઇ ગયો નાશી, રઘુપતી રામ રૂદયમાં રહેજોરે. ૧૧
સખી બારશે હનુમાન બળીયારે, ઠેકી સમુદ્ર પાર નીકળ્યારે
જઇ જોગમાયાને મળીયા, રઘુપતી રામ રૂદયમા રહેજોરે, ૧૨
સખી તેરશે ત્રંબાળુ ગાજેરે, હાક હનુમંત કેરી વાગેરે,
લાગ્ય લંકાને ગઢસાં લાગે, રઘુપતી રામ રૂદયમાં રહેજોરે. ૧૩
સખી ચઉદશે ચીત વિચારીરે ફોજ વાંદરાની રચી સારીરે;
રામે રાવણ નાખ્યો મારી, રઘુપતી રામ રૂદયમાં રહેજોરે, ૧૪
સખી પુનમે પ્રભુજી આવ્યારે, થાળ ભરી મોતીડે વધાવ્યારે
માતા કૌશલ્યાને મન ભાવ્યા, રઘુપતી રામ રૂદયમાં રહેજોરે ૧૫
સખી પંદર તીથી થઇ પુરીરે, એમાં એકે નથી અધુરીરે,
આત્મારામની વાણી મધુરી, રઘુપતીરામ રૂદયમાંરે હેજોરે. ૧૬

---

જ્યારે રામચંદ્રજી તથા લક્ષમણજી વનવાસ ચાલ્યા ત્યારે સીતાએ કહ્યું કે હું પણ સાથે આવીશ, તે સમયે રામચંદ્રજીએ કહ્યું કે તમે પિયર જાઓ અથવા અહીં રહો.

## તે વિષેનું ધોળ ૧

(મામેરૂં મોશ્વા મુલનું) એ રાગનું પણ તમો એક દોઢ જાતની વળે છે.
રામ લક્ષમણ વનમાં સીધાવતાં, સતી સીતાને આવતાં સાથ
કહે રઘુનાથ, પધારો પીયર ભણી.
નહી તો અહીં રહો સાસરાના રાજ્યમાં હેતે હળી મળી સાસુ
સંગાથ નહી તો જોડી હાથ, પધારો૦ ૧
અમે વસ્તીમાં નહી વસીએ વનીતા, અમે કરશું જઇ વનવાસ.
તમે પામો ત્રાસ પધારો૦
સાથે રમે કે ઘોડું નહી રાખીએ નહી દાસી કે દાસ,
કોઇ અમ પાસ, પધારો૦ ૨
તમે કાશના પંથ કાપ્યો નથી, તમે ચરણે ચલવાથી પામો થાક,
લીટી ખેંચો નાક, પધારો૦
અમે વન ફળ ખાઇ ખુશીમાં રહીશું, કોઇ દીવસ તો કેવળ થાક,
વીન લુંણ પાંત. પધારો૦ ૩
વનમાં નથી મંદીર નથી માળીયાં, નથી પોઢવા કાજ પલંગ
રંગીત નવ રંગ. પધારો૦
કરશું ઘાસકે પાનની ઝુંપડી, સુવા સાથરો તે ખુંચે અંગ;
એમાં સો ઉમંગ. પધારો૦ ૪
વનમા હીરનાં ચીર નહીં મળે, વનમાં નહી મળે ફરતાં ફુલેલ
કે તેલ ધુપેલ. પધારો૦

વનમાં નહી મળે આની સાહેલીઓ, કરશો સંગ ખાત્યથી;
ખેલ ઉમંગ ભરેલ; પધારો૦ ૫
ઉષ્ણકાળે ઉના વાશે વાયરા, એવું દેખીને થાશે ઉદાસ;
જ્યારે જેઠ માસ, પધારો૦
વરસે મેઘને ઝબકે વીજળી, તેવે ટાણે તો તરૂ તળે વાસ,
નહીં છત્ર પાસ, પધારો૦ ૬
વનમાં ઘાતકી રહે છે રાક્ષસ ઘણા ચારે તરફ ફરે બહુ ચોર,
તેનું ઘણું જોર, પધારો૦
વનમાં વાઘ વરૂ ને વાંદરાં જેવાં ઘણાં વીચરે જનાવર ઘોરૂ,
બચે નહી ઢોર પધારો૦ ૭
મોટા પર્વત દેખીને મનમાં, તમને નજરે જોયા નહી જાય;
દીઠે ખાવા ધાય પધારો૦
તમે રાજ કન્યા કાયા કુમળી, વનવાસનાં દુઃખ ન વેઠાય,
કાયા કરમાય. પધારો૦ ૮
વનમાં અંધારૂં દેખી ડરો ઘણાં, નથી નિસર્યા કદીએ ઘરબાર
છો નાજુક નાર. પધારો૦
તમે છોટી ઉમર સોળ વર્ષનાં નથી સંકટ વેઠ્યા લગાર;
તમે કોઇ વાર. પધારો૦ ૯
પરણી આવી પીયર ગયાં નથી, તમને મળવાને ધ્રુજે છે,
માયા આંપે ચીસ થાય. પધારો૦
રાજા જનકજી તમને ઘણા, તેમના સંદેશા આવો રહાય;
તેડાં પાછાં જાય. પધારો૦ ૧૦
ભાત ભાતનાં ભોજને ભાવતાં તમને મોકલશે મહીપાળ;
ભરાવીને થાળ. પધારો૦

અમે અવધે ફરી જ્યારે આવીશું સ્નેહી તમારી સંભાળ,
ત્યારે તતકાળ, પધારો૦ ૧૧
શ્રી મીથીલાપી મન માનતી, તેમાં પામશો પરમ વીરામ,
આપને ગામ, પધારો૦
મોરી તમને ગમે તેમ હું કરૂં, એમ દલપતરામનો શ્યામ
કહે રાજા રામ. પધારો પીયર ભણી૦ ૧૨

# પછી સીતાજી બોલ્યા તેનું ધોળ

## રાગ ઉપર પ્રમાણે

એવું સાંભળી સીતાજી કહે સુણો સુંદર શ્યામ સુજાણ.
પ્યારા મારા પ્રાણ સાથે રાખો સ્નેહથી,
જુદા પડવાની વાત વાલા કહો, તેતો બોલ લાગે તીક્ષણ,
બાલ રઘુકુલ ભાણ. સાથે રાખો૦
સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂ તમથી વેગળી તે પરદેશ
હું જાણું હંમેશ. સાથે રાખો૦ ૧
તમે જોગીનો વેશ જો ધારશો, હું જોગણનો ધારૂં વેશ,
જટા કરૂં કેશ, સાથે રાખો૦
સ્વામી તમે સુખી તો સુખ માહરે, તમે દુઃખમાં તો દુઃખ
મારે દેહ એમાં શો સંદેહ. સાથે રાખો૦ ૨
જે પરણ્યા પછી રહે પીયરમાં અવતાર બળ્યો ધીક.
એહ મુવા જેવી તેહ. સાથે રાખો૦
સ્વામી તમ વીના મંદીરને માળીઆ, ભાસે પર્વત મોટા,
સમાન વસ્તી તો વેરાન. સાથે રાખો૦ ૩
મહાવનમાં ભર વસ્તી ભાસસે, જ્યારે પામીશ દર્શન દાન,

કૃપાના નીધાન, સાથે રાખો૦

સાસુ સસરાને માત પીતા સહુ, ભલે જીવો કરી રૂડાં રાજ,

મને મહારાજ, સાથે રાખો૦ ૪

સ્વામી શું કરૂં ભાઇ ભોજાઇને સ્વામી શું કરૂં સહચર સમાજ

કોનું નથી કાજ. સાથે રાખો૦

સાચું સગપણ જગમાં સ્વામી તણું બીજો સ્વાર્થી સઘળો

સંસાર કુટુંબ પરીવાર. સાથે રાખો૦ ૫

મારા લાડ પાલણ તમે લાલજી, બીજો નથી આંસુનો લુછનાર.

કે એક આધાર. સાથે રાખો૦

કાયા પ્રાણ થકી જો જુદી રહે, તો હું તમથી જુદી પડી છેક,

જીવું તજી ટેક, સાથે રાખો૦ ૬

જો કોઇ જળથી જુદી પડી માછલી રાખે દુધમાં કરી વીવેક,

જીવે પળ એક. સાથે રાખો૦

તમે સુખના સાગર રહો વેગળા, પછી શું કરૂં રાજને પાટ,

હવેલીના ઠાઠ સાથે સાથે રાખો૦ ૭

મને હીરના ચીર ગમે નહિ, મને ન ગમે ઘરાણાંના ઘાટ

મટાડો ઉચાટ સાથે રાખો૦

હું તમ દીઠે થાઉં દેખતી, અણ દીઠે તો આંધળી બીત,

જન્મની રીત. સાથે રાખો૦ ૮

મેં તો સ્નેહ તોડયા સહુ લોકથી, બાંધી તમ સંગે પુરણ પ્રીત,

ચોરાયું છે ચીત. સાથે રાખો૦

જમવું જીવન તમથી જુદા પડી, હોય વીષવિષના પકવાન,

તે વિખના નિશાન. સાથે રાખો૦ ૯

કરીએ ભોજન તમ સંગે ભાવથી, હોય કેવળ શાકને પાન

તે મેવા સમાન, સાથે રાખો૦
પડશે તડકાનો તાપ વર્ષાખાખના તેતો જાણીશ ચંદ્ર પ્રકાશ.
રહી તમ પાસ. સાથે રાખો૦ ૧૦
મુજને મેલી પંથ પધારશો, આવી મળવાની ધરશો ન આશ,
નિશ્ચે પામું નાશ. સાથે રાખો૦
કરતી વાત ઢળી પડી ધરણીએ, નાર જનકી થઇ છે નીરાશ,
કહે લેતી શ્વાસ, સાથે રાખો૦ ૧૧
દયા કરી દેવ દલપતરામના, સતી સીતાને દેખી ઉદાસ,
જતાં વનવાસ. સાથે રાખ્યાં સ્નેહથી૦ ૧૨

## રામચંદ્રજીએ સીતાજીને કાગળ લખ્યો તેનું ઢોળ.

### આમેરૂં મોંઘા મુલનું એ રાગ

સ્વસ્તિ શ્રી પુર લંકા સોહામણી,
જ્યાં રાજે છે જનક કુમારી, પ્રીતમ લખે પ્યારીને. ૧
રહે અખંડ એવાતણું તમતણું.
એવી આશીષ વાચો અમારી, પ્રીતમ લખે પ્યારીને ૨
મોરાં દેવના જોગે જુદા પડયાં,
પણ પ્રાણ મારા તુજ પાસ. પ્રીતમ૦
બેસુ બાગ બગીચી કે બંગલે,
રહું તમ વીના અધીક ઉદાસ, પ્રીતમ૦ ૨
તારો સ્નેહ ઘડીએ સાંભરે,
તારો ભાવ ભુલ્યો કેમ જાય. પ્રીતમ૦
તારા હેતથી હઇડું ભરાય છે,
તે તો લેખણથી ન લખાય, પ્રીતમ૦ ૩

મારે અર્થે તમે બાળપણુ થકી,
તજ્યો સઘળો પીયર પરીવાર; પ્રીતમ૦
મારાં લેશ વચન નહી લોપીયાં,
નથી કોપીયા કદીએ લગાર. પ્રીતમ૦ ૪
વારા નમ્રતા અમૃતથી ગળી,
વળી શોભીનો શાન્ત સ્વભાવ; પ્રીતમ૦
જેથી મનની ઉદાસ તુરત મટે,
તારા બોલનો એવો બનાવ પ્રીતમ૦ ૫
ગોરાદે તારા ગુણ કેમ વીસરે,
કેમ વીસરે વીલાપ ભર્યાં વેણુ. પ્રીતમ૦
હેતે હસતુ વદન તારૂ વનીતા;
મારાં નીરખવા તલપે છે નેણ. પ્રીતમ૦ ૬
દિવસે તુજ વિના દિલમાં ગોઠે નહી,
પીવું પાણી કે જમવું અનાજ, પ્રીતમ૦
રાતે રોઇને આંખો રાતી થઇ;
લોક પુછે તો આવે છે લાજ, પ્રીતમ૦ ૭
ગોરી મનમાં ધીરજ ધરી રાખવી,
કાલે આવશે ભવના વીજોગ. પ્રીતમ૦
જેથી રાજે આપણને જગપતી;
એવો અરદાસ કરજો ઉદ્યોગ. પ્રીતમ૦ ૮
જે જે વૃદ્ધ પાડોશીયે ગુઢ છે,
તેને પ્રીતથી કહેજો પ્રણામ, પ્રીતમ૦
વિભીક્ષણ મારા મીત્ર પવીત્રને,
કહે જો જરુરનું હોય જો કામ. પ્રીતમ૦ ૯

જોઇતી વસ્તુ જરૂર મંગાવજો,
કસી વાતે મુઝાવશો ન મન. પ્રીતમ૦
કાલે દેખીશું દીવસ આનંદના,
જાશે વીસરી દુખે ભર્યા દીન. પ્રીતમ૦ ૧૦
જે જે પ્યારી તમારી સાહેલીયો,
તેને પ્રેમે કહેજો મારા જુહાર; પ્રીતમ૦
સાસુ સભાગની આશીશે સુંદરી
મળશું ભામનીને ભરથાર, પ્રીતમ૦ ૧૧
વધે સ્નેહને સંગ સુજન સાથે,
તેવી તનમન રાખજો ટેક. પ્રીતમ૦
અમે થોડી અવધે હવે આવીશું.
એમ દલપતરામનો દેવ પ્રીતમ ભણે પ્યારીને૦ ૧૨

# પંદર તિથિઓ.

પુનમે અમને પુરન દરશન દેજોરે છોગાળા,
દયા કરીને મારી દેહના દુઃખડાં ખોજોરે. મોરલીવાળા૦ ૧
પડવે આવી પકડો મારો બાંહ્યરે છોગાળા;
કંઇ સત ગુરૂની શીતળ રાખો છાંયરે, મોરલીવાળા૦ ૨
બીજે મારી બાળક સુખી કાપોરે છોગાળા;
દયા કરીને શીતળ સુખડાં આપોરે. મોરલીવાળા૦ ૩
ત્રીજે હું તો તતપર થઇ ને બેઠીરે છોગાળા,
મુખની વાણી મુજને લાગે મીઠીરે મોરલીવાળા૦ ૪
ચોથે ચતુરા ગયા શું છો ચુકીરે છોગાળા.
કંઇ લેહ લાગી મેં લાજ સરવની મુકીરે. મોરલીવાળા૦ ૫
પાંચમ પુરણાહુતી કહેવાયરે છોગાળા,

મુજથી હરી વિના ઘડીએ ન રહેવાય, મોરલીવાળા. ૬
છઠ્ઠીના લખ્યાં લેખ તે કેમ ટળશેરે, છોગાળા;
મુજ પતિવ્રતાનાં કારજ કરવાં પડશેરે. મોરલીવાળા. ૭
સાતમે હું ગુણ તમારા ગાતીરે છોગાળા,
આ મોરલીને શબ્દે બહુ માતીરે, મોરલીવાળા. ૮
આઠમે અવતરીઆ અંતરજામીરે છોગાળા,
જાદવકુળમાં જનમ્યા છો અંતરજામીરે. મોરલીવાળા. ૯
નોમે કરવાં નરપતીનાં કામરે, છોગળાં;
મુજ મંગળકારી ગયા મથુરા ગામરે. મોરલીવાળા. ૧૦
દશમે આવી દાવાનળ કોપ્યોરે, છોગાળા;
મામો કંસ મારી રણુસ્થંભ રોપ્યો રે. મોરલીવાળા. ૧૧
એકાદશીના પડદા આવી ખોલોરે, છોગાળા;
કંઇ અંતરજામી અમ સંગાથે બોલોરે. મોરલીવાળા. ૧૨
બારશે વંદ્રાવન રસ્તો ઝાલોરે, છોગાળા;
મુજ આયુષ જીવને શું મેલો છો વાલોરે. મોરલીવાળા. ૧૩
તેરશે કાંઇ ચરણ કમળ ચીત્ત લાગ્યું રે છોગાળા;
કંઇ જનમો જનમની ભક્તી તમારી માગુરે. મોરલીવાળા. ૧૪
ચઉદશે ચરણ કમળની દાશીરે છોગાળા;
મુજ મંગળકારી ગયા મથુરા નાશીરે. મોરલીવાળા. ૧૫
અમારે કાંઇ પરમેશ્વર કહેવાયરે છોગાળા;
કાંઇ નરસિંહ મહેતો ગુણ તમારા ગાયરે. મોરલીવાળા. ૧૬

## પંદર તીથીઓ.

પડવે પાતળીયા ગીરધારી મારે ઘેર આવજોરે લોલ;
બીજે બાળક બેઠું બાહારકે મેં સમજાવીયુંરે લોલ;

ત્રીજે ત્રણ ભુવનનો નાથ. મોતીડે વધાવીએરે લોલ;
ચોથે ચંચળ બોલી નાર મથુરાની વાટમાંરે લોલ,
પાંચમે પગલાં ભરજો પ્રેમ કે મારે ઘેર આવજોરે લોલ;
છઠે છોગાળા ભગવાન કે ભગતને તારજોરે લોલ;
સાતમે સાદ કરે એક નાર કે ગોકુળ ગામનારે લોલ;
આઠમે અવતરીઆ ભગવાન કે નરખુ નાથનેરે લોલ;
નોમે નરત કરે એક નાર કે ગોકુળ ગામનારે લોલ;
દશમે માર્યો કંસકે મથુરાની વાટમારે લોલ;
એકાદશી પરણી લાવ્યા નાર કે રૂતભામા ખરીરે લોલ.
બારશે બહુ બળીઆ ભગવાન કે દીશોદીશ વાપીઆરે લોલ;
તેરશે ધન ધુવે એક નાર કે ગોકુલ ગામનારે લોલ;
ચઉદશે બનસી વટને ચોક કે રાસ રમાડજોરે લોલ,
પુનમે પંદર તીથો થઇ પુરી કે ગુણ ગાઇ રહીરે લોલ,

## મલાવરાવનો રાસડો.

પીતળ લોટા જળે ભર્યારે દાતણ કરતા જાઓરે મલારરાવ,
શેહેરનો સુબો કયારે આવશેરે.
દાતણ કરશું વાડીએરે ફરતી ફીરંગીની ફોજરે મલારરાવ શે૦ ૧
ચાંની તે પ્યાલા તેલે ભર્યારે; મર્દન કરતા જાઓરે મલાવરાવ શે૦
મર્દન કરશુ વાડીએરે ફરતા ફીરંગીની ફોજરે મલાવરાવ શે૦ ૨
તાંબા તે કુંડીઓ જળે ભરીરે નહાવણ કરત જાવરે મલારરાવ શે૦
નહાવણ કરશું વાડીએરે ફરતી ફીરંગીની ફોજરે મલાવરાવ શે૦ ૩
રાંધી રશોઇયો એમ રહીરે ભોજન કરતા જાઓરે મલાવરાવ શે૦
ભોજન કરશું વાડીએરે ફરતી ફીરંગીની ફોજરે મલારરાવ શે૦

પાન સોપારીરે એલચીરે મુખવાસ કરતા જાઓરે મલાવરાવ શે૦
મુખવાસ કરશું વાડીએરે ફરતી ફીરંગીની ફોજરે મલાવરાવ શે૦ ૫
સોના તે કેરા સોગટારે રમત રમતા જાઓરે મલાવરાવ શે૦
રમત રમશું વાડીએરે ફરતી ફીરંગીની ફોજરે મલાવરાવ શે૦ ૬
ઢીંચણ સામો ઢોલીઓરે પોઢણ કરતા જાઓરે મલાવરાવ શે૦ ૭
ક્યાંથી આવ્યા પીટયા જાંગલારે માથે ટોપી ભુરોવેશરે મલાવરાવ શે૦
રાણી રૂવે રંગમહેલમાં દાસીઓ રૂવે દરબાર રે મલાવરાવ શે૦ ૮
શહેર છોડી સુબો નસર્યોરે લીધી નડીઆદની વાટરે મલાવરાવ શે૦
હાટે રૂવે હાટ વાણીઆરે ચોરે રૂવે ચારણ ભાટરે મલાવરાવ શે૦

---

# ભાગ ૮ મો.

## અભિમન્યુનો ચક્રાવો.

સરસ્વતીસ્વામીને વીનવું રે ગણુપત લાગુ પાવરે,
અજોધ્યા નગરીમાં દર્શીતાણા નાઠા ગયા મનમાંહી રે,
વનમાં જઈ અહુલોચન જન્મ્યા
સોના કામઠીને રૂપાના ભાલા આહુલોચન રમવા નીસર્યારે
જઈ રહ્યા જઈ રહ્યા વગડા વચ્ચે,
વનરે વગડામાં એક પંખી જનાવર;
તેરે જનાવર અહલોચને માર્યો, ડોશી તે મેણું બોલીરે,
બહુ છે બળીયો બહુ બળવંતો,

એવો છે તો તારા બાપનું વેર લેને.
ત્યાંથી અઘલોચનને ઝાલો લાગી, આવી રબા ઘર આંગણેરે.
કે મારી મા મારો બાપ કેણે મારીઓ,
બાર બાર વર્ષે દીકરા બાપ કેમ સાંભળ્યો,
ડોશી તે બોલ્યાં બોલીરે,
તારો બાપ તે કાળા કૃષ્ણએ માર્યો.
ખભે કોડો લઇ અઘલોચન ચાલ્યા, જઇ રબા વન વચેરે
વનરે વગડાનાં લીલાં વૃક્ષરે વાઢયાં;
કાળાં કાળા પડયા મુકયા થડીયાં ઉપડયાં,
લાકડાની બાંધી ભારીરે;
ત્યાંથી અઘલોચન સુતારી ઘેર આવ્યો,
ભાઇરે સુતારી તું મારો વીરો પેટી ઘડી તું મને આલરે.
બોતેર ખાનાનો એક કોઠો.
ત્યાંથી અઘલોચન લવારી ઘેર આવ્યો;
ભાઇરે લવારી તું મારો વીરો, આ મને પેટી જડી આલરે.
છત્રીસ તાળાં ને બત્રીસ કુંચીઓ;
ત્યાંથી અઘલોચન ચીતારા ઘેર આવ્યો,
ભાઇરે ચીતારા તું મારો વીરો પેટી ચીતરી આલ સારીરે,
ત્યાંથી અઘલોચન દરજીડા ઘેર આવ્યો
ભાઇરે દરજીડા તું મારા વીરા, અતી મને ગાદી સીવી આલરે.
પેટી ઉપાડી અઘલોચન ચાલ્યો,
જઇ રહ્યો વગડારે વચ્ચે વડની છાંયે પેટી મુકીરે.
બ્રાહ્મણ વેશે કાળો કૃષ્ણજી આવ્યા.
કયાં જાઓ છો મારારે જજમાન, કૃષ્ણનું વેર વાળવા જાઉંરે;

કહો ગોરજી કાળા કૃષ્ણ કેવારે હશે,
તુજ સરખાને તારા જેવા દેહીનું પ્રમાણું આલેરે.
હશે મારા ગોરજી દેહીનું પ્રમાણું.
ત્યાંથી અઘલોચન પેટીમાં સમાણું, કાળા કૃષ્ણે તાળાં અટકાવ્યાંરે.
ગોર મારા મને બહાર કાઢો.
કોણ તારો ગોર તું કોનો સુજમાન, હું છું કાળો કૃષ્ણરે,
પેટી હતી તે આકાશે ઉડાડી,
આકાશના દેવતારે જગાડયા આ જુદ્ધ કોણે માંડયારે;
અઘલોચનને કાળા કૃષ્ણએ માંડયાં,
પેટી હતી પાતાળે પછાડી. પાતાળના શેષનાગ ડોલ્યારે
આવાં તે જુદ્ધ કોણે માંડયું.
અઘલોચન ને કાળા કૃષ્ણે માંડયું તેનો થયો ખળભળાટરે.
ત્યાંથી અઘલોચન મૃત્યુરે પામ્યા.
ખભે પેટીને કાળો કૃષ્ણજી ચાલ્યા, જઇ દ્વારકા ગામરે,
પેટી હતી તે સુભદ્રાને આપી.
જોજોરે બેની આ પેટી ઉઘાડતાં સાચવી રાખજો પાસરે
નણંદ ભોજાઇ બે સામારે જુવે.
નણદલ તમારા ભાઇ શું લાવ્યા તે મુજને દેખાડોરે,
પેટી હતી તે સુભદ્રાએ ઉઘાડી.
ભાઇનું કહ્યું સુભદ્રાએ ન માન્યું શ્વાસમાં શ્વાસ સમાઇ ગયો રે
પહેલોરે માસ એળેવળે ગયો.
બીજેને માસે સહીયરને સંભળાવ્યું ત્રીજાને મરમ ન જાણ્યો,
ચોથે માસે માતાને સંભળાવ્યું.
પાંચમે મારો આંઘોને રાખડી છઠે તે કઢીયલ દુધરે,

સાતમેને માસે ખોળો ભરાવ્યો.
ખોળો ભરાવીને મહીયર વળાવ્યાં આઠમાનો મરમ ન જાણ્યોરે.
નવમેને માસે અભેમાન્યુ જનમ્યા.
સોનાની સળીએ નાળ વધેર્યા પાણી સારે દુધડે નવરાવ્યારે,
ચીર ફાડીને બાળોત્યાં કીધાં.
જાદરનારે પારણાં બંધાવ્યા ચોખા હાથે મોતીડે વધાવ્યારે,
સાત પાંચ વરસના અભેમન્યુ થયા.
લઇ પાટીને ભણુવા ગયા, ભણીગણી તવછંદા થયા
પોતાના ઠાઠાં સગાઇઓરે લાવ્યા,
ઓતરા અભેમન્યું તાનીરે નારી વર્મરાટની કુમારીરે.
લીલાને પીળા વાસ વઢાવો નવરંગી ચોરી ચીતરાવીરે.
ત્યાંથી અભેમન્યુ પરણવા ચાલ્યા, સારા તે શુકન થાયરે.
ત્યાંથી અભેમન્યુ સરોવરીએ આવ્યા, સુકા સરોવર લીલાં થાયરે,
ત્યાંથી અભેમન્યું ચઉટામાં આવ્યા ચઉટામા ચમર ઢોળાવોરે,
ત્યાંથી અભેમન્યુ જાનીવાસે આવ્યા સાસુજી પોંખવા આવ્યારે,
ત્યાં અભેમન્યુ તોરણે આવ્યા મામાજી કન્યા પધરાવોરે,
ત્યાંથી અભેમન્યુ ચોરીમાં આવ્યા મામાજી દો કન્યાદાનરે,
દાદાજીએ આપ્યાં ઘોડીલાનાં દાન,
બીજું તે મંગલ ચોરીમાં વરત્યું માતાજી દો કન્યાદાનરે.
માતાજીએ આપ્યાં ગાવડીઓના દાન,
ત્રીજું તે મંગળ ચોરીમાં વરત્યું વીરાજી દો કન્યાદાનરે,
વીરાએ આલ્યા વેલડીઓનાં દાન;
ચોથું મંગળ ચોરીમાં વરત્યું ભાભીજી દો કન્યા દાનરે;

ભાભીએ આલ્યાં ગોદડીઓનાં દાન
ત્યાથી અભેમાન્યું પરણીને ઉઠયા માતાને પાએ લાગ્યારે.
પોતાની માએ આશીશરે આપી
ઘણું જીવો દીકરા ઘણો આવરદા ઓતરા તારી નારીરે
જોજે અભેમાન્યુ તારારે ગોરી ગોરી છે ગુણુવંતીરે
અમારા તે કુળમાં એવીરે રીતે વર સાથે કન્યા ન હોયરે
પહેલારે પહોરના શમણાંરે લાગ્યાં
આરે શમણામાં કાગ કાંગ્રેરે નંધાં;
આરે શમણાંમાં દીકરી બાળ પંપાળ, તારા શમણા પડો શુકા લાકડેરે
ત્રીજાતે પહોરના શમણાંરે લાગ્યા;
એરે શમણાં કેરાં ઘચ્ચોળા પહેર્યાં.
શમણાં દીકરી આળપંપાળ, સમણાં પડો રાંડો રેંટીએરે
ત્રીજેરા પેહોરના શમણાંરે લાગ્યાં.
આરે શમણાં રાયકો આણેરે આવે;
એરે શમણાં દીકરી બાળ પંપાળ શમણાં પડો સમુદ્ર બેટમારે.
ચોથેરાં પહોરના શમણાંરે લાગ્યાં;
બાળુડો અભેમાન્યુ જુધ્ધે ચઢે છે, ઓતરાને આણાં આવ્યાંરે.
ઓતરાના બાપની કુંચી હરેલી;
રેશમના દોરા, ઓતરાના માથામાં ગુંથેરે;
વીરૂડો સાથે રતનો સ્વારી વેગે આવતો દીઠો,
મારીરે મા તમે પોઢેલાં જાગો મા મારા આણેરાં આવ્યાંરે
ઘણુંરે જીવો દીકરી એ શુંરે બોલ્યાં,
બારીએ રહી ઓતરાએ પુછયું,
કયાથી આવ્યા વીરા કયાં તમે જાશો,

બાળુડો અભેમન્યુ જુધ્ધે ચઢે છે ઓતરાને આણે આવ્યારે,
બારીએથી ઓતરાએ પડતારે મુર્છાં ન રહી શુદ્ધ ને સાનરે
ઓતરાના દાદાએ ડેસીકાં જગાડયા, ચુંદડી કાડો આડો આજ સારીરે
સારી સારી કાઢેતે નુકસાની નીસરે, દાદે ડોસીડાને મારવા લીધા,
ઓ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કરમનો વાંકરે,
ઓતરાના દાદે મારૂડાંઆ જગાડયા, ચુડલો કાઢ બહુ સારોરે
સારાં મારાં કાઢે નંદાએલી નીસરે.
દાદે મારૂડાઆને મારવા લીધા
ઓ મારા દાદા શીદને મારો છો ઓતરાના કરમનો વાંકરે
ઓતરાના દાદે સોનીડા જગાડયા કાઢ આજ શારીરે,
સારી સારી કાઢે નંદાઅલી નીસરે
દાદે સોનડાને મારવા લીધા
ઓ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કરમનો વાંકરે,
ઓતરાના દાદે માળીડા જગાડયાં ગજરા કાઢને મોંઘા મુલનારે
ખીલેલા કાઢે ને કરમાએલા નીકળે, દાદરે માળીડાને મારવા લીધા
ઓ મારા દાદા શીદને મારો છો ઓતરાના કરમનો વાંકરે.
ઓતરાના દાદા મોચીડા જગાડયા,
મોજડાઓ કાઢી મોંઘા મુલનારે;
રાતી રાતી કાઢેને કાળા નીકળે દાદે મોચીડાને મારવા લીધા
ઓ મારા દાદા શીદને મારો છો, ઓતરા કર્મનો વાંકરે.
ઓતરાના દાદે સરઘયા જગાડયા સારૂં સારૂં કંકુ કાઢોરે,
કંકુ કાઢેને કાજળ નીસરે દાદે સરઘયાને મારવા લીધા;
ઓ મારા દાદા શીદને મારો છો ઓતરાના કરમનો વાંકરે;
પછી સાસરવાસે ઓતરા વળાવ્યા,

# વળામણાં.

કે મને મારીને રથડા ખેડરે. બાળા રાજારે
કે મને યુધ્ધે તે સાથે તેડરે. બાળા૦
કે મને યુદ્ધ જોયાના રસ કોડરે. બાળા૦
કે આપણ સરખા સરખી જોડરે. બાળા૦
કે લાવ હું ધરૂં હથીયારરે. બાળા૦
કે કૌરવનો કરૂં સંહારરે બાળા૦
કે છોડી યુદ્ધ નીકળો ઘેરરે બાળા૦
કે તમને આપું મારા બાપનું રાજરે. બાળા૦
કે નારી કેશ સમુળા કાઢેરે, બાળા૦
કે રથ ઉપર દેહ પછાડેરે. બાળા૦
કે રથ ખેડો તો કાઢું મારા પ્રાણરે. બાળા૦
કે મારા સસરા મેંણા બોલ્યારે. બાળા૦
કે વહુ આવતી ભમરાળીરે, બાળા૦
કે મેં તો દીઠી નથી પગની પાનીરે ઓતરા રાણીરે૦
કે તારૂં રૂપ દેખી યુધ્ધે ન ચડતરે ઓતરા૦
કે મેં તો નથી દીઠી નાકની દાંડીરે. ઓતરા૦
કે મામા કૃષ્ણનો જાજે વંશરે, ઓતરા૦
કે મને પાટા બાંધીને પરણાવ્યોરે. ઓતરા૦
કે મને સમરથ સાસરી દેખાડરે, બાળા૦
કે મને સાસરી જોયાના રસ કોડરે બાળા૦
કે મને કાંકણ દોરા છોડાવરે, બાળા૦
કે મને સમરથ સાસરી દેખાડરે. બાળા૦
કે મને ઘુંઘટ તાણ્યાના રસ કોડરે. બાળા૦

કે મને દીયર દીવડો દેખાડરે. આળા૦

કે મને હોળી રમ્યાના રસ કોડરે, આળા૦

કે મને નાનીશી નણદી દેખાડરે. આળા૦

કે મને ઢીંગલે રમ્યાના રસ કોડરે. આળા૦

કે મને સમરથ સાસુજી દેખાડરે. આળા૦

કે મને પાયે પડયાના રસ કોડરે. આળા૦

કે મને જોડની જેઠાણી દેખાડરે આળા૦

કે મને જોડે હીંડયાના કોડરે. આળા૦

કે મને વાદીલી દેરાણી દેખાડરે. આળા૦

કે મને વાદ લીધાના રસ કોડરે. આળા૦

કે મારૂં માથું વાઢીને ગડો ખેલરે. આળા૦

કે તારી કેડની કટારી મને આલરે. આળા૦

કે મારી જમણી કુખ ધરા સુરરે. આળા૦

કે તારી જમણી કુખ ન ધરીશરે. ઓતરા૦

કે તારી કુખે મોતીગર દીકરોરે ઓતરા૦

કે તે દેશે શ્રી રામનું નામરે ઓતરા૦

કે સરી રાખશે બાપનું નામરે. ઓતરા૦

કે તેથી સરશે તમારૂં કામરે. ઓતરા૦

કે તારી ઢાલડીના ઓઠે મને રાખરે. આળા૦

કે તારી આવતાં ઝીલશે બાણરે. આળા૦

કે ઝાલી ઝાલી ઘોડલીઆની વાગરે, આળા૦

કે મેલો મેલો ધડલીઆની બાગરે, આળા૦

કે મારા ચઢયા છે ભાઇબંધ દેખરે. ઓતરા૦

કે મેંતો ધાવતા બાળ વછોડયારે. આળા૦

કે મને તેના પ્રાયશ્ચીત લાગ્યારે, બાળા૦
કે મેંતો છાણે છાણું ભાગ્યુંરે, બાળા૦
કે મને તે પ્રાયશ્ચિત લાગ્યુંરે, બાળા૦
કે મેંતો દીવે દીવો કીધોરે, બાળા૦
કે મને તેના પ્રાયશ્ચિત લાગ્યારે, બાળા૦
કે હું તો પથરે પાનીએ ધોતી, બાળા૦
કે મને તેનાં પ્રાયશ્ચિત લાગ્યારે, બાળા૦
કે મેં તો વેતી નીક દીધા પગરે, બાળા૦

## ગરબી ૧ લી.

ગીરધારીરે વાલમ વાત વિચારો મન મોહન આંખ ન મારો.
મનમોહનરે મુકો મારગ જાવા, કેમ રોકો જમુના જાવા. ટેક.
રસીયારે પ્રીત તમારી જાણી, મારી ભાગશે દણીનો દોણી,
કહું વિઠલરે રહેજો અમથા અળગા શીદ મને જાતાં વળગો.

ઝુલ.

નવ પાતલડો મુજ તાણોરે; જુવતીની રીત નવ જાણોરે,
હું જાણું જદુવિર શાણોરે, કહું કેશવરે મુકો હાવાદાવા
કેમ રોકો જમુના જાવા. ૧

નહી આપું દાણ દહીનું આજે, નથી બાંધ્યા તમારે કાજે,
મુકો પાલવરે ફાટે ચુંદડી મારી, હું સમજી વાતો તમારી.

ઝુલ.

મુકો મહીં મારાં ઢોળાશેરે, મારી ચીર ચુંદડી ભાળશેરે.
હરી હાણુ હસતા થાશેરે, પ્રભુ હસશે દ્રંદ કરો કેમ આવા,

હરી જાયછેરે સાથ સૈયરનો મારો, મેં જાણ્યા તને ધુતારા,
નહી સરશેરે અરથ હરિવર અમશું, કહું છું મોહન સાચું તમશું

ઝુલ.

ન કરો નયનનો ચાળોરે અમે દઇશું જદુવિર ગાળોરે,
બ્રજવાશી કામણગારારે શામળીયારે શીખ કહું સમજાવા.

કેમ રોકો જમુના જાવા. ૩

નવ નાખોરે છાતીએ હાથ હઠીલા; કહું વચન તો પડસો વીલા,
મુખ પલકેરે ચુંબન કરવા કાજે, એવી વાત જવા દ્યો આજે.

ઝુલ.

મુકો હાર હૈયાથી દુરેરે, મારી ચોળીની કસ વછુટેરે.
વળી મહીનું ગોરસ ફુટેરે, ગોરધનનારે સ્વામી બહુ કેમ આવા

કેમ રોકો જમુના જાવા. ૪

## ગરબી ૨૭.

રાગ ઉપર પ્રમાણે.

મેં જાણીરે જીવણ તારી પ્રીતી. નવ સમજો સ્નેહની રીતી; ટેક.
વનમાળીરે વનમાં વાત જે કીધી મારી સાસુએ સમજી લીધી.
વળી નણદીરે કાનો કહી બોલાવે. મને મેણાં દઇને ખીજાવે,
મારો પરણ્યો મને દુખ દેછેરે, વળી વચન વિલાકીન કહેછેરે
તેથી અંતર બળતું રહેછેરે, નથી તોડી પ્રીતમ તુજથી પ્રિતી,

નવ સમજો સ્નેહની રીતી ૧

શામળીયારે હાક મને શીદ મારો, ના સાન કરી સમજાવો
સહુ વાત જાણેરે તારી મારી કહે કેમ કરૂં ગીરધારી,

ઝુલ.

કહે કેમ શામળીયો આવેરે, વળી પ્રીત કરી બોલાવેરે.

ફરી સાન થકી સમજાવોરે મારે કહુંછુંરે મોહન તારી રીતી,
નવ સમજે સ્નેહની રીતી. ૨

કહે સાસુરે વહુજી રે'જો ઢંગે કેમ જાઓ શામળીઆ સંગે,
વહુ કાબરે વાર લાગી કેમ વાટે મળ્યો મોહન જુમનાં ઘાટે;

ઝુલ,

શાને ચુડી નંદાઇ તારીરે કેમ ફાટી કંચુકી નારીરે,
વાત જાણું છું સારી નઠારીરે, તમ જોડીરે પાતળીયા શું પ્રીતી.
નવ સમજે સ્નેહની રીતી. ૩

માટે મોહનરે આવવું નહી ઘેર મારે હું આવીશ જમુના આરે,
શી સુખ દુઃખ વાત કરીશું વનમાં કેમ નવ જાણે ગોકુલમાં.

ઝુલ.

નથી જુદી હું તમથી પ્યારારે, નવ રહેશો મુજથી ન્યારારે,
છોગા પ્રાણજીવને તમો મોરારે, કહે ગોરધનરે કોથકી હું નવ બીતી,
નવ સમજે સ્નેહની રીતી. ૪

## ગરબી ૩ જી.

( નરસીંહજીની–રાગ ઉપર પ્રમાણે. )

નરસીંહજીરે વડોદરાના વાશી તુજ ચરણે કોટીક કાશી.
અવનીમાંરે ઉત્તમ નામ તમારૂં આવ્યા છો ભક્તને સારૂં.
તમે માર્યોરે હીરણ્યાકસ્યપ વારૂ પ્રલ્હાદ ઉગારણ સારૂ.

ઝુલ.

કીધું મોટું કામ મોરારીરે, બહુ બહુ ભક્તજનોને તારીરે.
વસ્યા વડોદરે ગીરધારીરે, તુજ ભજન કરે મટશે શોક ઉદાશી.
તુજ ચરણે. ૨

બળતી છેરે જ્યોત અખંડીત સારી, ભર્યા ટાંકા ઘીના ભારી,
કારતકની શુદ ચૌદશે જે નાર, મળે મંડળી જન અપાર,

તહાં ભરાય લોક હજારોરે, મળે માલ લેનારને સારોરે,
નહીં આ દર્શનનો વારોરે, ત્યાં રહી છે ઝળહળ જ્યોત પ્રકાશી,
તુજ ચરણે. ૨

તુળશી વાડીએરે પ્રભુ પુનમે જાય, બહુ ભીડ લોકની થાય,
તહાં ઓછવરે રૂડો કરે હરીજન, કરે ભાવિક સહુ દર્શન.

ઝુલ.

પ્રભુ ધરતા નવા શણગારરે વરઘોડો શોભે અપારરે,
સુખપાલે બેસે મોરારીરે તુળશીશું રે લગન કરે સુખવાશી,
તુજ ચરણે. ૩

મધ્ય રાત્રેરે પરણીને આવે વાલો, ચૌટામાં ચતુર રૂપાળો,
બહુ વીધવીધરે વાજાં ઉત્તમ વાગે, પ્રભુ સુખપાલે બીરાજે,
છુટે છે આતસબાજીરે, ઝુંડ જોઇને થયએ રાજીરે,
રહ્યો શબ્દ ગગનમાં ગાજીરે, બલીહારીરે, ગોરધન હું દાશી.
તુજ ચરણે કોટીક કાશી. ૪

## ગરબી ૪ થી

( રણછોડજીના રાગ ઉપર પ્રમાણે. )

લટકાળારે શ્રી રણછોડ રૂપાળા મન મોહન મોરલીવાળા. ટેક.
શામળીયારે સુંદર રૂપ તમારૂં દેખી મન મોહે મારૂં,
અણીયાળીરે આંખલડી અલબેલા, છો કાન કુંવર વર છેલા.

ઝુલ.

મંદીરે તો ગગને ગાજેરે દરવાજે દુંદુભી વાજેરે.
પ્રભુ ડાકોરમાંહી બીરાજેરે, ભક્ત તણારે છોજી પ્રતીપાળા.
મન મોહન મોરલી વાળા. ૧

ગુણવંતાને ગોરધન કર ધાર્યો, કાળજ્વર કંસને માર્યો.

બંધન થીરે માતાપીતા છોડાવ્યા, વળી ગોરધન ઢોર ચરાવ્યાં,

ઝુલ.

છે અકળકળા અવિનાશીરે, તમે મારી પુતના માશીરે;
વળી થયા મથુરાં વાશીરે, ગોકુળમારે બનીઆ આપ ગોવાળા.

મન મોહન મોરલીવાળા ૨

દેવળમાંરે સિંહાસન શુભ છાજે, તે શ્યામ બીરાજે,
સુરતમાંરે અલોકીક ભાસે, જ્યાં ઝળહળ જ્યોત પ્રકાશે,

ઝુલ.

સુખ સજ્યા સુખમય શારીરે રેશમ ગાદી બહુ ભારીરે;
મંદીરની બલીહારીરે, શોભો છોરે સુંદર ત્યાં રઢીયાળા,

મન મોહન મોરલીવાળા. ૩

મસ્તકપરરે મુગટ મણીમય શોભે જોઇ ભક્ત તણાં મન લોભે,
કેશરીઆરે ધરીઆ વાઘા લાલ, ચંદન કીધું પ્રભુ ભાલે,

ઝુલ

કર મધે મોરલી ધારીરે, સામે ઉભા ગીરધારીરે,
ગોવર્ધન બલીહારીરે, પાયે લાગુરે જશોદાજીના બાળા.

મન મોહન મોરલીવાળા ૪

## ગરબી ૫ મી.

( અંબાજીના રાગ ઉપર પ્રમાણે )

ધન્ય અંબારે આરાસુર પટરાણી, તને વિશ્વ બધાએ જાણી,
મા અંબારે ધાર્યો ત્રીશુળ પાણી, ગોખ મધે બીરાજે રાણી,

ઝુલ.

ચઉદ બ્રહ્માંડે તને જાણીરે, કીરતી બધે ફેલાણીરે,
સઉ લોકે તને વખાણીરે, આદ્યશક્તિરે વેદ વદે છે વાણી,

તને વિશ્વ બધાએ જાણી. ૧

તું છેરે સૃષ્ટિ તણી સુખદાતા, તારી ગતી ન જાણે વિધાતા.
નારદજીરે વીણાધારી ગુણ ગાતા, તુજ દરશનથી સુખ સાતા.

ઝુલ.

માને સેવક ઝાઝું ચાહતારે, ગુણ મંડપ માંહે ગવાતારે,
જય જય શબ્દ વિક્ષાતારે, મા ગુણોરે ગાવાને પ્રેમથી વાણી
તને વિશ્વ બધાએ જાણી. ૨

મા ત્રિપુરારે તારી ઘણી બલીહારી, વાઘ ઉપર કીધી અસવારી,

ઝુલ.

માનું ચંદ્રવદન સુખકારીરે વારે લેઉ ઓવારીરે
તારી અકળ ગતી છે ન્યારીરે, જુગતંબારે નયન રૂપે વખાણી.
તને વિશ્વ બધાએ જાણી. ૩

અંબાયારે તું છે ભવમાં ભોળી, પહેરી કુમકુમવરણી પટોળી,
કેશરીનારે રંગ થકી ભરેલી, માની જોડ ન જડે ખોળીરે,

ઝુલ.

મા મહિસાસુર રગદોળીરે, ચંડ મુંડને નાખ્યા ચોળીરે,
દયતને પાડયા છે ઢાળીરે, શ્રમ લીધા છે સેવક કાજે શાણી.
તને વિશ્વ બધાએ જાણી. ૪

ભવાનીરે ભજતાં બાવટ જાશે, પાપ તાપ તો સર્વ પળાશે,
ગુણવંતીરે મહેર હશે તો આવશે, ગુણ ચાચર માંહે ગવાશે,

ઝુલ.

માનાં દરશન થકી દુ:ખ નાશેરે પ્રેમ ધરી આ ગરબો ગાશેરે;
મા પરસન તેને થાશેરે, ચંદ ગાએરે સેવકને લેજો તાણી,
તને વિશ્વ બધાએ જાણી. ૫

---

# ભાગ ૯ મો.

## માળાની ગરબીઓ.

આઈ કામણગારો કાન માળા ચોરીરે,
જ્યારે પુછશે સાસુ પેર, સઘવર મોરીરે;
જો ઉઠીને છેલડો, સહું તો વીપ્રીત્ ભાશે આજેરે,
માણસને શું મોડે કહીએ, નિરલજને શી લાજ. મા૦ ૧
ગોળ પોતાનો ચોરી ખાઇએ, રહીએ સઘુગટ વાળીરે;
સ્વારથે મુજ સામું જુવે, વરણાગીઓ વનમાળી. મા૦ ૨
સાસુ મારાં છે અતિ સાપણ, નણદલ નાર ઠગારીરે,
ફુલ પહેલાં ચાસર ગુંથે, કેડ ન મેલે મારી. મા૦ ૩
પરણ્યા અમારી પેર ન જાણે, નહિ રહ્યાનો ઠામેરે,
રામકૃષ્ણ પ્રભુ રંગનો રશીયો, શરણે રાખશે શામ, મા૦ ૪

## ગરબી ૨ જી.

મારી સાસુ પુછશે વાત માળા ક્યાં ગઇરે;
વહુ કાલની તારે કંઠે મેં દીઠી નહીરે,
લાડકડી વહુ માળા તમારી મેં કાનને કંઠે દીઠીરે;
આવડી ડાહી તને કેમ કરી, વાત કરે છે મીઠી,
શા માટે તેને આપી છે, ને શો કીધો ઉધારોરે;
શા માટે મારા મંદીર પધારે મોહન કામણગારો,
કાનો ચંચળ ચડતે વેશે નરનો સંગ છાજેરે;
હરી સંગાથે હસતાં દેખી હયડાં મારાં દાઝે.

હાણુ થવાનું દુઃખ નથી પણ હરી પેઠે તે માઠુંરે;
રામ કૃષ્ણ પ્રભુ રંગનો રશીઓ કહીએ ન ફુટે નાથું.

## ગરબી ૩ જી.

મારી બાઇજી સમજે મનમાં સમ હું ખાઇશરે. ૯૪.
મારી નણદલને નહી ગમે તો મહીયર જઇશરે,
બાઇજી બુધવ નામે માળા ટોટલીએ ભરાવીરે,
ઘેલી થઇ ઘર કામજ લાગ્યું, વળતી વિગત ન આવી. સ૦
શું સમરી આકાશેથી આવી, ગગને ગોર થઇ ચાલીરે,
વંદ્રાવનમાં ગઉ ગઉ ચરાવતાં ગોવિંદને હથ લાગી. સ૦
અમો વહુવારૂ નાના માટે બોલતાં મુખ બીજેરે.
મોહનનું મુખ મીઠું કરાવી માળા માગી લેજે. સ૦
પેરે પેરે પુછી જોજોને, બોલ્યુ ન પડે બહાનેરે,
રામકૃષ્ણ પ્રભુ રંગનો રસીઓ, સઉની લે સંભાળ સ૦

## ગરબી ૪ થી.

તારે નણદલ બોલી વાત સમ શા ખાશો,
જ્યારે આવશે મારો બાત સાચા થાશેરે.
કહેવાદે મારા બાઇને, એને કાનુંડો બહુ વાલોરે,
મોહનને કહીએ રૂડા દીસો છો માળા મારી આલો. સમ૦
કે દહાડાનું લખ્યુંહુશ તે, ક્યાં આવી વીસારીએરે,
તે મેં કહાનને હાથે દીધું જાણો છે સહીયર મારી- સમ૦
હાગને નીત  નિરખ્યા વિના વહુને અન્ન ના ભાવેરે,
શામળીઓ માહ્યો થઇને, વહુજી માટે આવે. સમ૦
વહુને અતિ ઘણો વહાલો છે શામળીઓ સામવરરે,
રામકૃષ્ણ પ્રભુ રંગનો રસિયો, મથુરાનો ભગવાન. સમ૦

# પ્રેમની ગરબીઓ.

## ગરબી ૧ લી.

કહેવા દેને કહાન તારી માને કહેવા દેને કહાન,
વહાણાનો વઢવાઢ વઢે છે, રવી ઉગમતે ભાણ. તા૦ ૧
બિવરાવો તો બીજી નારી, ખરૂં લોઢું આરસપાણ. તા૦ ૨
વંદરાવનની કુંજગલીમાં, હલકું પીપળીયાનું પાન. તા૦ ૩
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, વળ્યાં અમારાં વાન તા૦ ૪

## ગરબી ૨ જી.

કહાન માગ્યો ઘો, જસોદાજી કહાન માગ્યો ઘો,
આજની રજની રંગભેર રમતાં,
પ્રભાતે પાછો લો, જસોદાજી. ૧
કલાં કાંબીને અણવટ વિછુવા,
હાર હઇયાનો લો. જસોદાજી. ૨
હસ્તિ ઘોડાને માલ ખજાના,
વહલ સજુતી લો. જસોદાજી. ૩
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ,
ચરણકમળ ચિત લો. જસોદાજી. ૪

## ગરબી ૩. જી

લીધુંરે લટકે મારૂં મન લીધુંરે લટકે, ટેક.
વંદ્રાવનમાં વેણુ વગાડે,
વાંસ તણે કટકે મારૂં મન લીધુંરે લટકે. મારૂં ૧
ગાતર ભંગ કર્યો ગિરધારી;
અમને માર્યાં છે ઝટકે, મારૂં ૨
પાટ પિતાંબર હરીએ પહેરયાં;
મોહી હું તો પીળુડે પટકે મારૂં ૩

મીરાંબાઈ કહે પ્રભુ ગીરધરના ગુણ
ચરણ કમળ ચિત અટકે. માર્‌ં ૪

## ગરબો ૪ થી.

મહી ઢળશે માર્‌ં, મોહનલાલ મહી ઢળશે માર્‌;
લાખ બે લાખનું ચાર નંદાશે. શોભીતું સાર્‌ં, મો० ૧
તને વનમાળી ન કરો આળી, અમે વહુવાર્‌, મો० ૨
ફુલ પડે તેથી ચોરસું ગુંથે લોક બોલે ન્યાર્‌ં, મો० ૩
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ ચરણકમળ વાર્‌ં. મો० ૪

# ભાગ ૧૦ મો.

## ગરબીઓ.

( હાંરે ચાલો ડાકોરમાં જઈ વસીએ–એ રાગ. )

હાંરે મારા સમ મોહન મળજો;
હાંરે મારી આશા પુરણ કરજોરે. મારા. ૧
હાંરે મારે ઘેર આજ નથી વાલા;
હાંરે મારે ઘેર ભણી વળજોરે મારા. ૨
હાંરે હું આવી પણ આપ મળ્યા નહીં.
હાંરે કહી કયારે હવે મળશોરે, મારા. ૩
હાંરે હરિ ભટના હરિ રંગ રસીયા,
હાંરે મળી હવે દુઃખ માર્‌ં હરજોરે. મારા. ૪

## ગરબી ૨ જી.

હાંરે લટકાળો ગિરિવરધારી.
હાંરે મને મારી નેન કટારીરે લટકાળો ગીરીવરધારી,

હારે આજ મળ્યા વહાલ જુમનાની તીરે;
હારે એનાં રૂપ રસીક છબી ન્યારીરે. લટકાળો ૧
હારે શામળીયાએ કહ્યું સાનમાં,
હારે મને પ્રાણ થકી ઘણા પ્યારારે લટકાળો ૨
હારે હરી ભટના હરિએ કર્યું કામણુ;
હારે મારી શુધબુધ સર્વે વિસારીરે. લટકાળો ૩

## ગરબી ૩ જી

હારે મારા સમ કાલે મલજો
હારે પેલું વચન બોલ્યા તે હરિ પાળજોરે. મારા૦ ૧
હારે રસ્તે આગળ ન કરીયેરે વહાલા,
હારે મારી સાચી વાત સાંભળજોરે. મારા૦ ૨
હારે ઘણી પ્રીત કર્યા પછી ગીરધર,
હારે પેલા લોક ડરાવ્યા ન ડરજોરે. મારા૦ ૩
હારે હરિભટના હરિ છો હજુ કાચા,
હારે તે માટે પાછા વળજોરે. મારા૦ ૪

## ગરબી ૪ થી

હારે જુમનાની તીરે વહાલો,
હારે જીવણુને જોવા ચાલોરે. જુમ૦ ૧
હારે જુમનાજીને તીરે વહાલો ધેન ચરાવે,
હારે મોરલી બજાવે નંદલાલોરે. જુમ૦ ૨
હારે ઘણે દહાડે ઘેર આવ્યા નહી જાવા દેઉં.
હારે મટે મનુષ્યાદેહીનો લાહોરે. જુમ૦ ૩
હારે હરિભટના હરિ છો રંગ રસીયા,
હારે માટે ઘેરીને ઘરમાં ઘાલો. જુમ૦ ૪

## ગરબી ૫ મી

હાંરે લાજો ચતુર કાંઇ લાજો લાજો;
હાંરે તમે આવી અમને શું બાઝોરે. ચાલો૦ ૧
હાંરે વળગીયા ચુમી ન કરો વહાલા,
હાંરે તમે શોર કરો શીદ ગાઝોરે. ચાલો૦ ૨
હાંરે દેખે દુરીજન થાઓ સમજણાં,
હાંરે અમે ઝીલીએ ને તમે ગાજોરે, ચાલો૦ ૩
હાંરે હરિભટના હરિને કરીએ દુંકારા;
હાંરે માટે હેત ઘણેરાં અમને દાઝોરે ચાલો૦ ૪

## ગરબી ૬ ઠી

હાંરે મોહન મળતા નથી હમને,
હાંરે વાલા માન શું આવ્યું તમનેરે. મોહન૦ ૧
હાંરે હું તો ઘેલી થઇ ઘર ધંધો ભુલી.
હાંરે આ તનમન સોંપ્યું તમનેરે. મોહન૦ ૨
હાંરે પ્રભુ આકુળ વ્યાકુળ થઇ છું.
હાંરે માટે મનની વાત કહું છુંરે. મોહન૦ ૩
હાંરે હરિભટના હરિ ના મળે તો !
હાંરે હવે પ્રાણ તજુ પલમેરે. મોહન૦ ૪

## ગરબી ૭ મી

હાંરે વિઠ્ઠલ માં વળગો હમને;
હાંરે પ્રભુ લાજ નથી કંઇ તમને વિઠ્ઠલ૦ ૧
હાંરે સઉ સખીયો ગઇ મુજને રોકી
હાંરે રહો પરા કહું તમનેરે વિઠ્ઠલ૦ ૨
હાંરે ઘેર જઇ સઉ સખીઓ કહેશે,

હારે તેની બીક ઘણી છે હરિ મન વિઠલ. ૩
હાંરે હરિ ભટના હરી આજે જવાદો,
હારે વાલા કાલે મળીશ હું તમનેરે વિઠલ. ૪

## ગરબી ૮ મી.

હાંરે મોહનની મોરલી વાગી,
હાંરે હું તો નિંદ્રાથી જાગીરે. મોહન૦ ૧
હાંરે હું તો ઘરમાં સઉ નિંદ્રામાં મુક્યાં,
હાંરે ગઇ સખી જ્યાં જ્યાં બડભાગીરે મોહન૦ ૨
હાંરે વાલા પ્રેમ ધરીને રાસ રમાડયા,
હાંરે મારી ભવની ભાવટ ભાગીરે. મોહન૦ ૩
હાંરે મારી વ્હેની વેદના ત્યાગીરે. મોહન૦ ૪

# ગરબીઓ.

## ગરબી ૧ લી.

મારા મનગમતા મહારાજ મારે ઘેર આવોરે,
હું તો તલસું તમારે કાજ, હસીને બોલાવોરે, ટેક
વીલંબ ન કરશો વિઠલારે આવો આમ ઘર આજ,
પેરે પેરના પકવાન પકાવું ત્રીકમ તારે કાજ. મારે ૧
મનમાં હતું જે મારજીરે, મુખથી કેમ કહેવાય,
આવી શકો તો આવજોરે, મારૂં જોતામાં જોબન જાય. મારે. ૨
આ જોને આંગણીએ ઉભા, રંગીલા રણછોડ,
રાધેના સ્વામી પ્રભુ અંતરજામી પુરો મારા મનના કોડ. મારે. ૩

## ગરબી ૨ જી

જેનો પીઉડો પરઘેર જાય સખી શું કરીએરે,

અમથી એકલડાં નવ રહેવાવ, વિયોગે મરીએરે. ટેક.
રૂપ જોવંતા રશીઓ રૂડો, પરાણે કરે છે પ્રીત,
અણુતેડયો આંગણીએ આવે, એવી એવી એની રીત, સ૦
બોલાવ્યો બોલે નહીરે કોને કહીએ વેણુ,
સેરડીએ સામો મળેરે વાલો નીચાં તે ઢાળે નેણુ. સ૦
છળ ભેદમાં છાનો રમેરે, અમને વાયદે વાય,
રાધેના સ્વામી પ્રભુ અંતરજામી, વાલો અરથ પડે ઓળખાય. સ૦

ગરબી ૩ જી

જાઓ જુઠડા બોલા કહાન, જાઓજી જાણ્યારે,
એવા ધુતારાના ઢંગ પરઘેર માણ્યારે,
વાટ જોવંતા રજની વીતી આવ્યા ઉગમતે સુર,
કામણગારા કાનજીરે વાલે અમને વિસાર્યો છે દુર. જા.
પરનારી શું પ્રીતડીરે કોધી ઠામો ઠામ,
અહીં આવીને શું કરેરે, જેનો ઘેર ઘેર હોય વિશ્રામ. જા.
કોના મંદીરોમાં કાનજીરે કીધી લીલા લહેર,
રાધેના સ્વામી અંતરજામી મેં જાણી તમારી પેર. જા.

ગરબી ૪ થી.

મને કૃષ્ણ જોયાના કોય સહયર ચાલોરે.
ઉમયાજીને લાગુ પાય હરિવર આવોરે.
દેરે દેરે દીવા કરૂં ને પુજું શંકર દેવ,
શામળીઓ વર પામવારે, હું તો કરૂં શંભુજીની શેવ. સ૦
ગોકુળની ગોવાલણીરે હીંડે મલકતી ચાલ.
એના ઉપર મોહન મોહી રહયાંરે, એનું મુખડું તે લાલ ગુલાલ સ૦
સાસુ મારી જસોમતીરે, સસરો શ્રી નંદલાલ

કંથ કોડીલો મારો કાનજીરે; મારૂં સાસરૂ ગોકુળ ગામ સ૦
કાળંદીને કાંઠડેરે નહાતાં નીર્મળ નીર
વસ્ત્ર તે વીઠલો હરી ગયોરે હું તો શેનેરે ઢાંકુ શરીર. સ૦
ગાય શીખેને સાંભળે રાણી રાધાજીનો રાસ;
નરનારી વૈકુંઠ પામશેરે. ગુણ ગાય નરસઇયો દાસ.

## ગરબી ૫ મી

તારી મોરલીએ મહારાજ, મન હરી લીધારે;
મારી ગઇ છે સુધને સાન કામણ કીધારે.
સાંભળતાં શુધબુધ ભુલીને તન મન વ્યાકુળ થાય,
પુત્ર પતિ પરિવાર સઉકો મને મંદિર ખાવા ધાય મ૦
અંતરમાં વ્યાકુળ થયારે વિસરી ભોજનપાન
અવળા આભુષણ પહેરીયાંરે મેં તો નેપુર ઘાલ્યા કાન. મ૦
સેંથે કાજળ સારીયાંરે, સિંધુર નયણે રેખ;
એકાએકથીરે ઉતાવળીરે નિસરી આવી તે દેખાદેખ. મ૦
સન્મુખ આવી ઉભાં રહ્યુંરે નયણે નિરખ્યા નાથ
લક્ષમણના સ્વામીને રંગે રમતા મેં તો હરખે જોડયા હાથ.
મન હરી લીધારે

---

# રાસલીલાની ગરબીઓ.

## ગરબી ૧ લી.

( જગતમાં ઠરેરે જે જન બોલે જુઠું જગતમાં એ રાગ )
વનમાં લેઇ જઇરે મુંજને ભુલાવી કાનુડે
આંખતણે અણસારે મુજને સાન કરી સમજાવી.
મેં જાણ્યું આજ રજની રમવા હેત કરી બોલાવી વન. ૧

મંદીરથી હું બહાર નીસરી, આવી એની પાસે
કર ઝાલી મુજને લેઇ ચાલ્યો જાણ્યું કંઇ લઇ જાશે. વન. ૨
અઘોર વનમાં ઉભી રાખી કહ્યું ખાવા કંઇ લાવું,
સામગ્રી બહુ ભાતભાતની જલદીથી લઇ આવું વન. ૩
એમ કહી મારગ ચાલ્યો બોલ્યો વેણુ રસાળું
વાટ જોતાજ રાત પડી ગઇ ઉભો રસ્તો નીહાળું વન. ૪
ઘન ગાજેને ઘોર અંધારી રાત વીજળી ચમકે;
હું ગભરાણી કાંઇ ના સુજે કાળજડું મારું ફટકે. વન. ૫
દાદુર મોર બપઇઆ બોલે ઝરમર મેહુલો વરસે.
વનવગડામાં હું એકલી પીયુ વીના જીવ તલસે. વન. ૬
વીરણી જવાળા શરીરે વ્યાપી તેથી થઇ હું ઘેલી;
એક દુઃખમાં બીજું થયું આઇ વરસાદે કરી એલી. વન. ૭
ચાર પહોર રાતે અથડાણી, ના રહી દુઃખમાં બાકી
મયારામની પ્રિતિ સારૂં ફરી ફરી હું થાકી. વન. ૮

## ગરબી ૨ જી રાગ ઉપરનો

હું તો એકલીરે મુજને અઘોર વનમાં મેલી.
હું ગભરાણી માર્ગ ન સુઝે, આકળાએ જીવ જાશે;
અરે દઇવ તેં આશું કીધું પુઠે વાતો થાશે. હું તો. ૧
વેરણ મારી માવડી મને પહેલેથી ના મારી;
ઉછેરીને મોટી કરી ત્યારે સંગ દયો ગિરધારી. હું તો. ૨
ત્યારે મુજને વનમાં લાવ્યા આ સુખને હું પામી.
કોની આગળ કરૂં વાર્તા દુઃખની ના રહી ખામી. હું તો ૩
શું કરૂં હવે કોના પાસે જઇ વિસામો ખાઉ
રેણી નીર્ગમી રવી પ્રગટ થયો મારગ ચાલી જાવું હું તો. ૪.

શું જાણું એ ક્યાં ગયો મુને વગડામાં મેલી;
મુજ સરખી રસ્તે મળી કોઇ સુઘડનાર અલબેલી, હું તો૦ ૫
તેની વાંસે ગયા હશે એ કપટી કુંજવીહારી,
મયારામનો પ્રિતમ પ્યારો થઇ ગયો વ્યભિચારી હું તો૦ ૬

## ગરબી ૩ જી.

મુજને દગો કર્યોરે પેલા નંદજીના છઇએ,
માતા તાતનું કહ્યું ન માન્યું ન કર્યું કોઇનું વાંચું.
અઘોર વનમાં તેડી લાવી કર્યું પોતાનું ધાર્યું. મુજ. ૧
મારાથી છળભેદ કરેને ક્યાં ગયો શું જાણું;
રાત દિવસ વનમાં અથડાવું ધીરજ કઇ પેરે આણું મુજ. ૨
અરે વિશ્વંભર આ શું કીધું કોઇ નારે ભરમાવ્યો;
વહાલપણામાં વેર કરીને ગયો તે પાછો ના આવ્યો. મુજ. ૩
તેનો શોક ઘણેરો મુજને મનમાં સમજી રહીએ;
સુખ દુઃખ કર્મે ભોગવવું તે કોની આગળ કહીએ. મુજ. ૪
શાને કાજે વેરી થઇને આ વનમાં ભરમાવી
રસ્તે દુઃખ પામું ઘણું એને દયા કાંઇ ના આવી. મુજ. ૫
એવો નિર્દય થઇ ગયો. એને કોણ શીખામણ આપે,
શોક સમુદ્રમાં હું પડી મારૂં કાળજડું કાપે. મુજ. ૬
હે પરમેશ્વર કહું છું તુજને મહારે તે શું કરવું,
અકળામણ આવે ઘણી આ જીવ્યાથી ભલું મરવું. મુજ. ૭
એક વિચાર મનમાંયે કરૂં જાઉં વંદ્રાવનની વાટે,
મયારામનો પ્રિતમ મળશે જમુનાજીને ઘાટે. મુજ. ૮

## ગરબી ૪ થી.

કાનો ક્યાં ગયોરે, અહિયા કોણ અમારૂ બેલી.

બીક ઘણેરી લાગે મુજને નિદ્રા નાવે જાગું;
ગિરીવરધારી કુંજવિહારી ચરણે એને લાગું. કાનો. ૧
શ્રી નારાયણ શ્રી પુરુષોતમ વારે મારીધાજો,
આ વનમાં અંધારી રાતે સહાય આવીને થાજો. કાનો. ૨
રૂદન કરતાં રવિ પ્રગટ થયો ને લાગી તાલાવેલી;
ઘેર જતાં ઘરના સૌ પુછે ગઇતી ક્યાં એકેલી. કાનો. ૩
કસુંબે રંગેલી તારી સાડી ચરણા ચોળી;
વરસાદે ભીંજાઇને આવી કોને રંગમાં રોળી. કાનો. ૪
તે સારૂં હું ઘેર જઇશ કયમ એકે દશા નવ સુજે,
કોની આગળ વાત કરૂં હું શરીર થરથર ધ્રુજે. કાનો. ૫
એવામાં એક નારી દીઠી મહીવેચવાને જાતી,
ઉભી રહે બાઇ મારા સમ તુજને હીંડે છે મદમાતી. કાનો. ૬
કરજોડી તુજને પુછું છું ખબર હોય તો કેહને;
નંદજીના કુંવરની મુને ભાળ બતાવી દેને, કાનો. ૭
હા બાઇ મેં હમણાં દીઠો તો કદમખંડીની પાસે,
દયારામનો પ્રિતમ તુજને, જલદી ભેગો થાશે. કાનો ૮

## ગરબી ૫ મી.

હું તો ઘેલીરે થઇરે પેલાં કાનુડાની સંગે,
સહચર મારી શું કહું તુજને દીલડા કેરી વાત,
સાન કરી મુજને તેડી ગયો મંદીરમાં મધરાત હું તો ૧
શું જાણું એણે શું કીધું શું મુજને ખવડાવ્યું,
શું ચેટક લગાડયું મુજને તેમાં ચિત ભરમાવ્યું. હું તો. ૨
તે વ્હાલાનું મન ફટકયું કે આગળ જઇને કહીયે;
અહરનીશ કરૂં સમરણ એનું એ વિના કેમ રહીયે. હું તો. ૩

પ્રથમથી સહુ વાતો કરતો કે કાનુડો કપટી,
મુજને ભોળવી મુરલી નાખી તેમાં હું થઇ લપટી, હું તો. ૪
નાત જાત મરજાદ તજીને કોઇની બીક ન આણી,
કામકાજ ઘર ધંધો મુકી લાલચમાં લોભાણી. હું તો. ૫
એની મારી વાત સાંભળી કો દયા મન લાવો,
હરેક રીતે એને સમજાવી મંદીર તેડી લાવો. હું તો. ૬
તો એની સંગે રમીને દુખડાં મારાં વામું;
ચેટક મારા ભવનું દુર થઇ સુખ સાગરને પામું. હું તો. ૭
તુજને મોકલું એ નહી આવે એનો નહિ વિશ્વાસ;
મયારામના પ્રિતમ વિના હું ઘણી થઇ ઉદાસ. હું તો. ૮

## ગરબી ૬ ઠી

મુજને દગો કરીરે પેલો ક્યાં ગયો કાનુડો. ટેક.
પહેલેથી મુજને હેત દેખાડી, કપટે કરતો વાતો,
મુજ સરખી અલબેલી મુકી પરમંદીરમાં જાતો. મુજ૦ ૧
આડું અવળું ઘણુંએ હેરું કંઇ ન ફાવતો લાગ;
તાહરી સમજે દેખું વાટમાં, ઉતારી લેઉ પાઘ. મુજ૦ ૨
શી એમાં એની તે શોભા કરતો નથી વીચાર,
દુરિજન વજનાં લોક જાણશે, હાંસી કરશે વજનાર. મુજ૦ ૩
જ્યાં મારે મંદીર આવે, કરજોડી રહું ઉભી;
કોઇ શોક્યે એને ભરમાવ્યો, આ વાંકે મને દુભી. મુજ૦ ૪
એના મનનું હારદ સમજી, વળતો ઉત્તર આપું;
આ માટે નગણો થઇ બેઠો, તનમન એને સોંપું. મુજ૦ ૫
માટે જઇ કહેજે કાનને થઇ રહેજે હુંશીઆર;

જેની ગરજ હોય તો મળજો એકજ વાર. મુજ૦ ૬
મારા મનમાં એવું આવે એના ઉપર મરીએ.
નહી તો જોગ ધારણ કરીને વંદરાવનમાં ફરીએ. મુજ૦ ૭
બહેની મારી વાત સાંભળી કોઇ દયા મન લાવો;
દરેક તરેહ એને સમજાવી, મંદીરમાં તેડી લાવો. મુજ૦ ૮
એને શીખામણ દેઇ સમજાવે, તેની થઇ હું દાસી;
મયારામના પ્રીતમજી, આ, વૃજમાં થાસે હાંસી. મુજ૦ ૯

## ગરબી ૭ મી.

રાધીકાજી શ્રી કૃષ્ણને શોધે ને રાસલિલાનું સુખ સાંભરે છે,

ને છેવટે રાધા કૃષ્ણનો સમાગમ થાય છે )

વનમાં ભુલી પડીરે પેલો ક્યાં ગયો કાનુડો. ટેક
અધોર વનમાં મુજને મેલી, ત્યાં કોણ અમારૂં બેલી. વન૦ ૧
ગોકુળ ગામની ગોવાલણી સહુ મહી વેચવા ચાલી;
મારગ મળીયા માવજી, ત્યાં રોકી રાધે પ્યારી. વન૦ ૨
મારગ મળીયા માવજી, મને રોવા સરખી કીધી;
માથા ઉપર મટુકડી, ઉઠાવીને લીધી. વન૦ ૩
જસોદાજી લાલ તમારો આડા અવળી ચાલે;
સોળ સહસ્ર ગોપીમાં, કાનજી મનમાને ત્યાં માલે. વન૦ ૪
આગળ પાછળ મહેલ તમારા, વચમાં અમારી મેડી;
અગાશીમાં અમેજ રમતાં, સાંન કરી શીદ તેડી. વન૦ ૫
મોર મુગટને કાને કુંડળ, હરખે વાગે તાળી;
આગળ પાછળ ગોપીઓ નાચે મધ્યે નાચે વનમાળી. વન૦ ૬

ભમરા ખાતા ભુધરજીએ એવી માયા કીધી,
હરી તો અંતર ધ્યાન થયા એક સખી સંગાથે લીધી. વન૦ ૭
પુરૂષોતમને પગલે પગલે જોતી જોતી જાઉં,
નારાયણના દર્શન વિણુ હું. આકુળ વ્યાકુળ થાઉં, વન૦ ૮
જોતામાં એક અબળા દીઠી. તેને પુછી વાત.
રાધા કહે અભિમાન આવ્યું ત્યારે તજ્યો અમારો સાથ, વન૦ ૯
ઝાડે ઝાડે જોતી ચાલું જઇને ઝાલું હાથ;
તમાલ જાણી ત્રીકમજીએ પ્રેમે ભીડી બાથ. વન૦ ૧૦
વંદ્રાવનની કુંજગલનમાં મળીયાં રાધે પ્યારી;
મયારામના પ્રીતમ મળતાં વેળા અમારી વાળી વન૦ ૧૧

## ગરબી ૮ મી.

(રાધા કૃષ્ણના સમાગમ થયા પછી રાધા શ્રીકૃષ્ણને કહે છે.)
વાલમ કયાં ગયા તારે સાચુ બોલો મારા સમ,
છેતરપંડી કરી મુજ સાથે, મેં અવગુણ શો કીધો,
સાચુ બોલો કુંજબીહારી, કોઇ સંગે લાવો લીધો. વાલા૦ ૧
તમારે સ્નેહ બંધાણી, છેક માયા ઉતારી,
મુજ સુરખી અલબેલી મુકી. કોણ મળી ધુતારી. વાલા૦ ૨
ભરોશો પુરણ રાખી, તમ સાથે લોભાણી,
આ વ્રજના નર નારીમાં હું ઘેર ઘેર ગવાણી. વાલા૦ ૩
વેણુ વગાડી મોહ પમાડયા શરદ પુનમની રાતે
હેત દેખાડી વાલમ અમને, રાસ રમાડયા ખાતે. વાલા૦ ૪
એવું સુખ આપી દુઃખ દીધુ શા માટે મોરારી.
હું અબળા નિર્બળ રહું છું કેમ દીધી વીસારી, વાલા૦ ૫

વાટ તમારી જોતાં જીવણ થઇ છાંશે જોઉ ભાળી;
બાર વન ચોરીસ, ઉપવનમાં, દીઠાહ નહી વનમાળી. વાલા૦ ૬
જેવું હેત તમારૂં હૈયે તેવુ મારૂ જાણો.
ઓ રંગ રસીઆ વનમાળી, તમે મારી વાત પરમાણો. વાલા૦ ૭
એમ કહી કંઠે કર નાંખ્યો, શીદ કરો છો હાસી,
મયારામના પ્રીતમની હું થઇ રહી છું દાસી. વાલા૦ ૮

## ગરબી ૯ મી.

ગીરધારી વાલજીરે મારી ગાવલડી સાંભળો,
સાંજ પડે સંભારી લાવો આડે વહી દોવરાવો,
દુધ ભાતમાં સાકર ભેળું વાળુ કરવા આવો. ગીર૦ ૧
વ્હાણુને પોહોર વહેલો ઉઠી શેર વલાણું સાવા,
ઘી તાવડીમાં લોટ સેકાવું ખાંડ ભેળીને ખાવા. ગીર૦ ૨
ઘરમાં નથી કોઇ નાનું મોટું કોઇની બીક ન ધરીએ,
એક રાત વાસો આવો તો બોલાચાલી કરીએ. ગીર૦ ૩
ગોવાળીઆને ગર્વ શો છે જે તેડે ત્યાં જઇએ
નરસૈયાના સ્વામી મળે તો સૌ વાતે સુખીયાં થઇએ. ગીર૦ ૪

## ગરબી ૧૦ મી.

### ( વાંસળીનો આહોરીયા )

ધુતારા ધરધરણી તારી વાંસળીરે લોલ,
વાંસળીએ કાંઇ ઘેલું કીધું ગામજો ધુતારા ટેક.
સખી નાતાં ધોતાં વલોવતાં નીસરયારે લોલ.
હળતાં પડતાં રમતાં મુકયાં બાળજો. ધુતારો ૨

સખી સાસુ સસરો જેઠ જેઠાણી રહારે લોલ,
કંચજી પડતી મુકી રીસજો — ધુતારા ૩
સખી મધરાતે મોહનજી બેઠા કદમ ચઢીરે લોલ.
ગોપીજનના હરીયાં છે કંઇ ચીરજો, — ધુતારા ૪
સખી અવળા વસ્ત્રને અવળાં આભુષણ પહેર્યાંરે લોલ,
કાન તણાં બંધ કે ઘાલ્યાં કાશજો. — ધુતારા ૫
સખી રામકૃષ્ણ પ્રભુ ભલે પધાર્યા સેરીઓરે લોલ,
ગોપીજનને પુરી છે કંઇ આશજો. — ધુતારા ૬

## ગરબી ૧૧મી.

હસવા સરખી હરીશું મારે ગોઠડીરે લોલ,
હરવા સરખું બ્રીજમંડલ શુભ ધામજો.
સખી ન્હાતાંરે ગાતાંરે ગુણ ગોવીંદનારે લોલ, — હસવા. ૧
તીરથમાં તીરથ કેશવરાયનુંરે લોલ;
પીવું મારે પ્રેમતણું રસપાનજો, — હસવા. ૨
પ્રિત હમારી નિર્મળ નંદકુંવરશુંરે લોલ,
બાત હમારી સુંદરજીશું બળતીજો. — હસવા. ૩
રામકૃષ્ણ પ્રભુ ભલે પધાર્યા શેરીઓરે લોલ;
ગોપી સઘળી ગુણ તમારા ગાયજો. — હસવા. ૪



# ભાગ ૧૧ મો

## રાસલીલાની સાખીઓ

રૂડી શરદ પુનમની રાતરે સુંદીર વેણુ વાગે વેણુ વાગે.
મારા વાલોજી રમીયા રાસરે, વેણુ વાગે વેણુ વાગે સુંદીર ૧
વાલે નટવર ધર્યો વેશરે સુંદીર
એના ઘુઘરીઆળા કેશરે સુંદીર. સુંદીર ૨
ગોપી અતિ ઉતાવળા આવેરે સુંદીર,
મોતી મુકતાફળેજ વધાવેરે સુંદીર ૩
દેહીની શુધબુધ સઘળી વિસારીરે સુંદીર,
નયણે નીરખ્યા તે શ્રી વનમાળીરે. સુંદીર ૪
ગોપી આવ્યાં તે પુર્વની પ્રીતરે સુંદીર,
જઇ મળીયાં તે રંગની રીતરે. સુંદીર ૫

## સાખી.

કેમ આવ્યાં તમે કામની એમ બોલ્યા જુગલકીસોર,
અડધી નીશાએ વનમાં આ વેળાએ ચાલે ચોરરે;
કામની કેમ આવ્યાં કેમ આવ્યાં ૧

આ વનમાં તે શું છે કામરે કામની;
તમો જાઓ તમારે ધામરે, કામની ૨
સહુ લોકમાં તે કલંક થાશેરે કામની;
આ ધર્મ, તમારો જાશેરે. કામની ૩
તમો ઘરનાં તજી સહુ ઠામરે કામની;
સ્વામી સુતી મુકીને ધામરે, કામની ૪

શ્રી પ્રભુજી એમ કહેછેરે કામની,
પછી ગોપી તે ઉત્તમ દેછેરે,

સાખી

પ્રભુ તમે તે જોબન તજાવ્યા પ્રભુ તજાવ્યો સંસાર.
પ્રભુ તમોએ વનમાં તેડીઆં પ્રભુ તમો કરો છો તુચ્છકારરે,
શ્રી નંદના ૧

તારી છેલાઇ જોઇને હું તે, છાકીરે શ્રી નંદના
મને વાલુ નથી તમ પાખીરે,
હવે લોપી તે કુળ કેરી લાજરે શ્રી નંદના
પ્રભુ આવ્યા તમારે કાજરે, શ્રી નંદના ૨
મને આલો આનંદરસ દાનરે શ્રી નંદના
મને લાગ્યું તમારૂં ધ્યાનરે શ્રી નંદના ૩
હમે શરણ આવ્યાં તહારીરે શ્રી નંદના
એ મોરલી સુણીને બીહારીરે,

સાખી

વચન સુણ્યાં વૃજનારના થેઇ થેઇ રમીયા રામ,
રૂમઝુમ વાગે ઘુઘરી વૃજ સુંદરીની પુરી વાલે આશરે,
શ્રી ગીરીધારી, ગીરધારી.

વૃજ સુંદરીની સંગે ચાલો ડોલેરે શ્રી ગીરી૦
મુખે જે જે તે શબ્દ બોલેરે. શ્રી ગીરી૦ ૧
મુખે ગાયને લે છે તાળીરે શ્રી ગીરી૦
એક એકના વચ્ચે હાથ ઝાલીરે. શ્રી ગીરી૦ ૨
કોઇ સખી તે વેણો ગુંથેરે શ્રી ગીરી૦
કોઇ સખી અધરરસ લુંટેરે. શ્રી ગીરી૦ ૩

ત્યાં જમુનાં વહે છે ગંભીરરે શ્રી ગીરી૦
જુવે તેના મન. થાય સ્થીરરે. શ્રી. ગીરી૦ ૪
સહુ દેવતા ત્યાં જોવાને આવેરે શ્રી ગીરી૦
તે તો પુષ્પ થકી વધાવેરે, શ્રી ગીરી૦ ૫
ત્યાં સુંદ્ર રહ્યો છે કરજોડીરે શ્રી ગીરી૦
શું વર્ણવું બુદ્ધિ થોડીરે. શ્રી ગીરી૦ ૬
પ્રભુ મુખે મોરલી ધરીછેરે શ્રી૦ ગીરી૦
ખટ મહીનાની રજની કરી છે રે, શ્રી ગીરી૦ ૭
વહુ રાસ રમીને આવ્યાં ઘેરરે શ્રી ગીરી૦
તેની કોઇએ ન સમજી પેરરે. શ્રી ગીરી૦ ૮
ધન્ય ધન્ય આ વૃજની ભુમીરે શ્રી ગીરી૦
જુએ તેનું તો મન રહે લોભીરે. શ્રી ગીરી૦ ૯
ધન્ય ધન્ય આ વૃજની નારીરે શ્રી ગીરી૦
રાસ ક્રીડા કરે શ્રી મોરારીરે. શ્રી ગીરી૦ ૧૦
જે ગાય શીખે આ રાસરે શ્રી ગીરી૦
તેની શ્રી કૃષ્ણ પુરે આશરે. શ્રી ગીરી૦ ૧૧

## દાણલીલા

રાધા—પાલવડો મેલો મોહનજી મારગડે મને જાવાદો,
આવતાં આપીશ દાન તમારૂં મહીં મારૂં વેચાવા દો. ૧
શ્રીકૃષ્ણ—વેચતાં તને કોણ ખાળે છે, સાંભળ રાધે પ્યારી,
મહી ગોરસનું દાણજ દોની વ્હેલી આને વૃજનારી, ૨
રાધા—નારીને તું ના બોલાવીશ છાનો રહેને છોગાળા.
કહેણ રાજ કંસરાયનું ગઈ ચારી આ ગોવાળ. ૩
શ્રીકૃષ્ણ—હું ગોવાળીઓ તું ગોવાલણ ફરી ગમે આવજો.

કંસ સરિખા હીમાયતીને, સાથે તેડી લાવજે.

રાધા—તેડી લાવું તો મને જાવા રોકી રહ્યા વ્રજનારી;

રઘુનાથના સ્વામી શામળીઆ ઘેલા દીસો છો ગીરધારી. ૫

શ્રીકૃષ્ણ—ઘેલો છું પણ દાણ ન મુકું દોકડો એકે ઓછો,

ગીરધારીએ ગોકુળ વાસ્યું ઇંદ્ર કરતાં છું મોટો, ૬

રાધા—મોટો છું ત્યારે મથુરાથી અરધી રાતે શું આવ્યો,

ઘર ઘેર રઇને પેટ ભરતો તને દાણી કોણે કહાવ્યો. ૭

શ્રીકૃષ્ણ—વાંકા બોલી વાર કરે છે કે'તો હઇયાનો હાર તોડું,

દાણ દહીંનું દેરે અબળા નહીં તો માથાનું માટ ફોડું. ૮

રાધા—હાર નહી તુટે માટ નહી ફુટે ન્યાય નગરમાં પુછાશે,

રઘુનાથના સ્વામી શામળીઆ કહો ગોકુળ કેમ રહેવાશે. ૯

શ્રીકૃષ્ણ—ગોકુળ રહો કે જાઓ અત્યારે દાણ દધીનું નહી મેલું;

ચીર હર્યા તે ગયા વીસારી, કામનીઓ કારણ પેલું. ૧૦

રાધા—નંદતણે ઘેર નવલખ ગાયો, નહોતું તે ધન ફાવ્યું છે,

માતા તારી મહી વેચતી હમણાં રાજ્ય આવ્યું છે. ૧૧

શ્રીકૃષ્ણ—હમણાં હમણાં કરતી રહેજે, મેણાં દેતી મઇયારી

ધુતપણામાં તું ધુતારી, ઠગ પણામાં છું ઠગારી ૧૨

રાધા—તું ઠગારો તારી માનો પાળેલો, તારી માને મેણાં દેવરાવે

રઘનાથના સ્વામી સામળીઆ, ઝાઝુ તે શું કહેવરાવે ૧૩

શ્રીકૃષ્ણ—કહ્યા પ્રમાણે લેતો નથી. પણ તું મોહ્ુ નથી રાખતી.

અમો છીએ રાજા મહારાજા. અમને નથી તું ઓળખતી ૧૪

રાધા—ઓળખું છું તું આવ્યો નાશી મહાવનમાં તું છાનો છું,

જાદવ કુળ મધે જન્મ છે તારો, નંદતણે ગેર નાનો છું ૧૫

શ્રીકૃષ્ણ—માતા જશોદા વડાં વડભાગી, તેના છીએ અમો અધીકારી

મોટા મુનીવર મર્મ ન જાણે, ગોકુળ વસીએ ગઉચારી. ૧૬
રાધા—ગઉ ચારી ગોપી ઘેર વળતાં, અમને તમે ઓધારયાં:
રૂઘનાથના સ્વામી શામળીઆ, તમે જીત્યા અમે હારયાં. ૧૭

## દાણલીલા.

રાધા—તમે અજાણ્યા અમે જાણીએરે;
મારો પાલવડો નવ તાણીએરે;
તમે સમજી રહો મનમાંયરે;
શામળીઆ વહાલા રહો વેગળારે, તમે વહાલા રહો૦ ૧
શ્રીકૃષ્ણ—નારી શું સમજાવે મુજનેરે,
હું તો નહિરે જાવા દઉં તુજનેરે,
તારી મરડાંને રાખીશ બાંયરે,
મછયારી રાધા દો દાણશુંરેરે તમે રાધા૦ ૨
રાધા—અલ્યા બાંહ્ય શું મરડીશ વાઠલારે,
મેં તો તુજ સરીખા ઘણા દીઠલારે,
કપરૂ છે કંસનું રાજ્યરે,
શામળીઆ વહાલા રહો વેગળારે, તમે વ્હાલા૦ તમે રાધા૦ ૩
શ્રીકૃષ્ણ—નારી કંસ થકી શું થાય છે રે,
એવાં કંઇક આવે ને કંઇક જાય છે રે,
તારાં ઉરનાં ઉતરાવીશ હારરે,
મછયારી રાધા દો દાણશુંરે તમે રાધા. ૪
રાધા—અલ્યા હાર હૈયાનો તુટશેરે,
મારી મહીની મટુકી ફુટશેરે,
ઘેર સાસુડી દેશે ગાળરે. શામળીઆ વહાલા રહો વેગળારે.

શ્રીકૃષ્ણ—નારી બાળને બાળ નહી ચળેરે.
જેનું લેણું હોય તે લઉરે:
એવાં દાણુ મેલ્યાં કેમ જાયરે. મહીયારી૦ ૬

રાધા—અલ્યા દાણી તે કંશનો કાવીયોરે
મથુરાથી ગોકુળ આવીયોરે;
ચારી નંદતણે ઘેર ગાયરે. શામળીઆ૦ ૭

શ્રીકૃષ્ણ—નારી ગાય ચાર્યામાં શી લાજ છેરે;
એ તો પોતપોતાનું કાજ છેરે;
એમાં મેલણીઆં નવ હોયરે. મહીયારી૦ ૮

રાધા—અલ્યા મેણા માણસને લાગે ઘણાંરે,
સુણો વઢતાં જ્યારે બે જણાંરે;
તને નિર્લજને નહિ લાજરે. શામળીઆ૦ ૯

શ્રીકૃષ્ણ—નારી લાજે તે કાજે નહી સરેરે,
અહીંઆ બીક તો કોની ધરેરે;
આવ મળીએ આપણ જણ બેયરે. મહીયારી૦ ૧૦

રાધા—એવું નીર્લજ મા બોલો શામળારે,
તારા ઉરનાં ઉતારીશ આંબળારે.
મુકો મુકોરે અમારો હાથરે. શામળીઆ૦ ૧૧

શ્રીકૃષ્ણ—નારી હાથ ન મેલું તાહયરોરે;
અહીંવા અમલ ચાલે છે માહયરોરે;
માટે દાણના દોકડા મેલરે. મહીયારી૦ ૧૨

રાધ—અલ્યા નંદબાવાનો તું છોકરોરે;
તારો પાસે પૈસો નથી રોકડોરે,
અલ્યા આવડો મચ્છર કેમ હોયરે. શામળીઆ૦ ૧૩

શ્રીકૃષ્ણ—તારી અખુબાણુની તું છોકરીરે,
તારી પાસે નથી પાઇ રોકડીરે.
આવડો કેમ અભીમાન હોયરે. મર્દવારી૦ ૧૪

રાધા—હું તો વિનંતી કરૂં છું ક્યારનીરે,
સ્વામી રૂઘનાથ હારી તમ થકીરે;
મહીનું તે દાણુ ન હોયરે. શામળીઆ૦ ૧૫

## દાણ લીલા.

ગોપી—અલ્યા કાનજી તું તો ક્યાં વેલો થયો જો.
તું તો શેનું માગે છે દાણુ જો.
મહીની મટુકી મારી ફુટશે જો.
ગોરસના ચાશે દાણુ જો ઘેલું શું બોલે ગોવાળીઆજો ૧

અલ્યા નવ જાણીશ કોઇ બાપડી જો
કોઇ મળશે મથુરા કેરી નાર જો.
મારગ મુકીને રહેને વેગળો જો.
મામા કંસ થાશે જાણુજો, ઘેલું શું બોલે૦ ૨

શ્રીકૃષ્ણ—તારો કંસ કબુદ્ધિ નર શું કરે જો.
મારી સંગે છે સઘળો સાથ જો.
અલી દાડી તે દાણ ચોરી જતી જો;
ઘણે દહાડે આવી મારે હાથ જો ગોળી તું જાત આહીરનીજો

ગોપી—અલ્યા હાથની તે હોંશ રખે રાખતો જો,
હાથે ચારી જાણે છે ગાય જો,
પાલવ મુકીને રહે વેગળો જો,

મારી વ્રજમાં થાશે હાણુ જો     ઘેલું શું બોલે૦ ૪

કૃષ્ણ—અલી વ્રજમાં વસીને વેર વાળશું જો,
રખે રાખતી હઈયામાં હામ જો,
નંદજીના નામ પ્રતાપથી જો,
હું તો છેદું તારા કંસને ઠામજો     ઓછી૦ ૫

ગોપી—અલ્યા કંસે કર્યું તે કેમ વીસરે જો,
બાઇ હણ્યા પોતાના ત્યાંય જો,
નાસી છુટયો લાડકાજો,
આવી ઉછેર્યો છે વન માંયજો     ઘેલું શું બોલે૦ ૬

કૃષ્ણ—અલી વ્રજમાં વસીને વેર વાળશું જો,
તું તો જોજે અમારા કામજો,
અવનીનો ભાર ઉતારવા જો,
ધર્યું નંદકુંવર ઘેર નામ જો.     ઓછી૦ ૭

ગોપી—અલ્યા સાચું કહેતામાં દુઃખ લાગશે જો,
પેટ માટે ચારે છે ગાય જો,
તું આવડો મોટો એમાં થયો જો,
તુને કોઇએ ન આપી કન્યાય જો.     ઘેલું શું બોલે૦ ૮

કૃષ્ણ—અલી આહીરની કન્યા અમો શું કરૂં જો,
અમો સદા કહેવાયે બ્રહ્મચારીજો;
રખે પડછાયો પાડતી જો,
તું તો ધાબળાની ઓઢનારજો.     ઓછી૦ ૯

ગોપી—અલ્યા લાખ ટકાની મારી લાબડી જો,
હીરા જડીત અમારો છે હારજો,

ઓઢી પટોળાં મારી પહેરણું જો,
તું તો કામળીનો ઓઢનાર જો. ઘેલું શું બોલે૦ ૧૦
કૃષ્ણ—જેનો બ્રહ્માએ તાણો તાણ્યો જો,
એનો શંકર વણનાર જો,
તેણે ઓઢણું મારો કામળો જો,
તેનો શેષ ન પામે પાર જો. ઓઢી૦ ૧૧
ગોપી—અલ્યા શેષ સરખું તન તાહરૂં જો,
અમો ચંપકવરણી નારજો,
અલ્યા કાયા કનકને વેર વાપીયું જો,
તો પણ તણો પીઢારજો. ઘેલું શું બોલે૦ ૧૨
કૃષ્ણ—તું શાને નીસરી મહી વેચવાજો,
અલી બેસી રહેજે ઘરમાંય જો,
દોલત ઘણી છે તારા બાપને જો,
તું શાને આવી અહીંયાંય જો. ઓઢી૦ ૧૩
ગોપી—આ વાટે સદા મહી વેચતાં જો,
જઇ પુછો જસોદા માય જો,
બાંધી મુઠ્ઠી સવા લાખની જો,
ઉઘાડીએ તો પત જાય જો. ઘેલું શું બોલે૦ ૧૪
કૃષ્ણ—અલી ઘણી ઇચ્છા છે મહી ચાખવા
મીઠી મેળવણીનો સ્વાદ જો,
ફીકું પડશે તો પાછું આપશું જો,
તું શાને કરે વીવાદ જો. ઓઢી૦ ૧૫
ગોપી—અલ્યા ગોરસ કેરૂં કોણ ગજું જો,

જેટલું પીએ તેટલુ પાયજો,
વચન વેર વાધ્યું ઘણુંજો,
ફરી મન મેળાવો થાજો. ઘેલું શું બોલે૦ ૧૬

કૃષ્ણ—અમે હાણને મશે શું દુભીએજો,
તું તો હાસી દીસે છે રીસાળજો.
હસીને તાળી લે હાથમાંજો.
તું પ્રીત ધરીને રસ આલજો. ઓછી૦ ૧૭

ગોપી—અલ્યા માગ્યાં મુક્તાફળ પામીએ જો,
હઠ કરે કંઇ નહી હોય જો,
મન આણુને કંઇ વીવેકજો. ઘેલું શું બોલે૦ ૧૮

કૃષ્ણ—અતી વીવેક ઘણો છે મન માહરે જો,
જવા નહી દઉં નીરધારજો,
આપ્યા વીના કેમ છુટશોજો ઓછી૦ ૧૯

ગોપી—તારા મનનો વીચાર મેં જાણીઓજો,
હઠ શાને કરો છો આપજો,
મનમાં મન મળી ગયું જો,
જેમ સાકર ભળે દુધ માંયજો. ઘેલું શું બોલે૦ ૨૦

કૃષ્ણ—મીઠાં વચન તારા માનુની જો,
સાકર સરખા બોલજો.
પ્રીતનો બાંધ્યો તુજ પાસ છું જો,
આ આપું તમોને કોલજો, ઓછી૦ ૨૧

ગોપી—રાઢ ભાગીને રસ આપીયો જો,

ગોવાલણી લાગી પાયજો
નંદજીના કુંવર કૃપાળને જો.
હરખ તો અંગે ન માય જો. ઘેલું શું બોલે૦ ૨૨
જે કોઇ શીખેને સાંભળે જો,
તો ફરી ન આવે ગર્ભવાસ જો,
દાણલીલા દીનાનાથની જો,
ગુણ ગાય રતનીઓ દાસજો. ઘેલું શું બોલે૦ ૨૩

## દાણ લીલાની સાખીઓ, આહેરીયાં ગરબીઓ વગેરે ગોવાળીયાનાં.

શ્રીકૃષ્ણ—ઉંચીને અલબેલડી રાધે. સાંભળને કહું વાત;
વંદ્રાવનને મારગ જાતાં કોણ છે તારી સાથ,
ઉભીરે વ્રોજની નારીરે, પુછું પરણી કે કુંવારીરે;
આંજ્યા વિના આંખડી કાળીરે બાજુબંધ બેરખાવાળી. ૧
રાધા—સાથવાળી તેને ઘેર બેઠી, તારે શી પડપુછ;
મારર્ગ મુકી રહે વેગળો. તારે મોઢે નથી મુછ,
ચાલ્યો જા પાસરી વાટેરે; સાખું નંદરાયને માટેરે;
તું તો ક્યાનો કાનુડો દાણીરે, પાઉં તને પાંદડે પાણીરે; ૨
કૃષ્ણ—શી છે તારી જાતડી કીયું છે તારૂં ગામ;
કોણ તારા છે માત પીતા, શું છે તારૂં નામ; ઉભી૦ ૩
રાધા—આહીરની અમે જાતડી ગોકુળ મારૂં ગામ,
ભખુભાણની હું બેટડી રાધા છે મારૂં નામ. ચાલ્યો૦ ૪

કૃષ્ણ—બોલતી નો'તી તે બોલવા શીખી, આવડું બોલી આજ;
વંદ્રાવનમાં નીત ફરે છે તુજને તે શી લાજ. ઉભી ૫
રાધા—લાજવાળા છો તે હું જાણું, ઢાંકી રાખો આપ;
વંદરાવનનો મારગ મેલી નીત તપાસો લાગ. ચા૦ ૬
કૃષ્ણ—ઝાઝા રાખે મેઢડાં ગોપી, ઝાઝી રાખે ગાય;
છાશ પીને મોટી થઇ, ભરવાડની જાત કહેવાય. ઉભી૦ ૭
રાધા—ગોકુળથી આવી ગોવાલણી, મથુરાથી આવ્યો કહાન;
મારગમાં એકઠાં થયાં તું શેનુ માગે છે દાણ. ચા૦ ૮
કૃષ્ણ—ગોકુળની ગોવાલણી, મથુરાને મારગ જાય;
આડા કાન ફરી વળ્યો, તારા પ્રીતે પાલવ સાય. ઉભી૦ ૯
રાધા—હું બેટી ભખુભાણની, રાધા મારૂં નામ;
દાણ લેવાની ઇચ્છા હોય તો આવજે ગોકુળ ગામ, ચા૦ ૧૦
કૃષ્ણ—નંદ બાવાનો નાનડીયો, કહાનજી નામ પ્રમાણ,
દાણ લીધા વગર જાવા દઉં તો નંદબાવાની આણ. ઉભી૦ ૧૧
રાધા—આણ માનું તો કંસની, બીજી ન માનું કોય,
નવનંદ મારે નેહડે વસે, તારો નંદનો કોણુજ હોય. ચા૦ ૧૨
કૃષ્ણ—કંસ તે તારો કોણુજ છે, મેં વશ કીધો સહુ ઠામ;
સંભાળીને બોલજ રાધા શુદ્ધ ગઇ કે સાન. ઉભી૦ ૧૩
રાધા—શુદ્ધ ગઇ નથી માહરી, તારી ગઇ જેમ હોય;
સાંભળ છઇયા નંદના, તારે મન વિચારી જોય. ચા૦ ૧૪
કૃષ્ણ—મનમાં શું વીચારે રાધા, દાણ લેવાનો સહી;
તારી માને શું કહીયે, તને વેચવા મોકલી અહીં. ઉભી૦ ૧૫
રાધા—આવોને ગોપીના વહાલા, સાંભળ કહું તે વેણ.
તારી માને શું કહીએ, તારી પાસે ચરાવે ધેન. ચા૦ ૧૬

કૃષ્ણ–મેણાં બેણાં કરતી રહેજે મહીયારી મદમોતી;

છાશ પીને હહાડા કાડે, તું તો રંગે થઇ છે રાતી. ઉભી૦ ૧૭

રાધા–કહાનજી કાળા ન કરો ચાળા, મોરલીઓવાળા;

અડધી રાતે શું નાઠા તમે, ભરીને ઉચાળા. ચા૦ ૧૮

કૃષ્ણ–દાણના દોકડા લઇશું રોકડા બીજી ના કર વાત;

તારે મારે ઝઘડો થયો, ફોડીશ મહીના માટ. ઉભી૦ ૧૯

રાધા–દાણના દોકડા, આપીશ રોકડા બીજું ન થાયે આળ;

દાણ લીધામાં શું સમજે તું નાનું સરખું બાળ, ચા૦ ૨૦

કૃષ્ણ–મહીયારી તું મદમાતી હું નાનું સરખું બાળ;

બાળપણું તુજને દેખાડું થાવા દે સંધ્યાકાળ, ઉભી૦ ૨૧

રાધા–સંધ્યાકાળે તું શું બતાવે, સાંભળ કાળા કહાન;

મહી વેચીને આવતાં, આપીશ તારૂં દાણ. ચા૦ ૨૨

કૃષ્ણ–તું રંગીલો રૂપની રૂડી હું છબીલો કાન,

મહી ખપે કે ન ખપે તું આપને મારૂં દાન. ઉભી૦ ૨૩

રાધા–મહીનાં દાણ હોય ન મોહન, મનમાં સમજો પેર,

મહી પીવાનો ખપ હોય તો આવજે મારે ઘેર. ચા૦ ૨૪

કૃષ્ણ–ક્યારની તું મેણાં દઇને કીધાં અદકાં વેર;

હેત કરી તું આપવા આવે હવે લાગે કડવાં ઝેર. ઉભી૦ ૨૫

રાધા–કહો તો હરી ઘેરથી આપું, કહો તો પાઉં આંય;

હિમાના સ્વામી શામળા તમે મનમાં ન લાવશો કાંઇ, ચા૦ ૨૬

આવો છકડા નંદનારે તમે ગોકુળનાં મહીયારી;

વાત તો વિચારીને કહીએ, મારગથી અળગા રહીયેરે. ચા૦ ૨૭

---

કાન—ધુતારી ઘુમટા વાસારે આંજ્યા વીના આંખડી કાળીરે,
ઉંચી ને અલબેલડીરે પાતળીઆ અરિધાન;
જોબનીયાનું જોર ઘણું છું ઉતારૂં અભીમાન. ધુતારી. ૧
ગોપી—નાની વયમાં નામજ કાઢ્યું લોક કરે વખાણુ,
મ્હોં ખાય ને આંખડી બાજે માંહો માંહે શું દાણુ,
ચાલ્યો જા પાંસરી વાટેરે સાંખું છું નંદરાયને માટે. ચા૦ ૨
કાન—આ ગોકુળમાં ઘણી વસે છે મોટી જાત આહીર.
વહેવાર વાતે લજ્જા શાની છે વઢકણાંની રીત. ધુતારી. ૩
ગોપી—પાધરી વાટે તે લડેરે જેને હોય એ બાપ,
એક દાણુ લખાવી લાવ્યો, કંસ રાયની છાપ. ચા૦ ૪
કાન—છાપ તો તારો બાપ કરે છે સેંકડો બ્રખુભાણુ,
હમો કુંવર નંદરાયના, ઘણું કંસને તણુ સમાન. ધુતારી૦ ૫
ગોપી—સમજી બોલો શામળારે, લોક સાથે શા લાડ;
ભીખ માગીને જીવવું માનો પરમેશ્વરનો પાડ. ચા૦ ૬
કાન—ગોપી ગાળ દીધી અહંકેરી ને જોરાવરનો જોરો,
ભીખ માગ્યાની પેર કહું તું કાન ધરતી ઓરો. ધુતારી૦ ૭
ગોપી—કાન ધર્યાનું કામ શું છે સમજી મનની વાત,
એવો કો દેખતી નથી કે અડકાડી શકે હાથ. ચા૦ ૮
કાન—આવે નારી ઇન્દ્રાણી તો જાયે મુકી માન,
તારૂં સર્વસ્વ લુંટી લઉં સુંદરી તો મારૂં નામ છબીલો કાન.ધુ૦૯
ગોપી—છ વરસનું છોકરૂં ને ચોરી પીતો છાશ,
સર્વસ્વ આપું શામળા તું આવ મારી પાસ. ૧૦
કાન—તું મદમાતી મહીયારી હું નીકટ નાનું બાળ,
બાળપણું તમને દેખાડું થાવા દે સંધ્યાકાળ ૧૧

ગોપી—વિવાદ કરતાં દીવસ વિત્યો, અબળા આકળી થાય,
પ્રેમાનંદ પ્રભુ જાવા દેજો, ગોપી લાગી પાય.



## ગોવાળીયાના હારીયાં.

દુધ પીઓ જાવા દો અમને શાને રોકો છો વન,
એકલડી વન કેમ રહું, ધ્રુજે છે મારૂં તન દુધ૦ ટેક.
કુમળી આંગળી મરડાશે મુકોને મારો હાથ,
હું આવી આગળ થકી પુઠે આવી સહચર સાથ. દુધ૦ ૧
દીસસે પરણ્યા પીયુ સાથે ઉભા રહ્યું નવ જાય,
નંદજીના સમ અળગાં રહે તો પર શું કેમ બોલાય. દુધ૦ ૨
પીયુ મારો ચતુર નથી તે, શું જાણે બોલવાની રીત,
તેણે હું પ્રીછુ નહી, જે પુરૂષ કહેલી પ્રીત. દુધ૦ ૩
જે રસ જેણે ચાખ્યો નહીરે, તે શું જાણે નેહ;
નેન નચાવો છો ઘણાં, હું પ્રીછુ નહી કાંઇ તેહ. દુધ૦ ૪
તમ સરખી હોય તેને ચાહો મુકોની મારો હાથ,
બાળપણે એવું કરો જે, આગળ વાધે લાજ, દુધ૦ ૫
કાલ પીતા પરણાવશેરે, ઉત્તમ સુંદરી નાર,
પરની ઘર વસે નહી એ વેદનો વ્યવહાર. દુધ૦ ૬
સુખ ટળે શરીરનું એ કોઇ શું લાગે મન,
ચીતવ્યું તો નવ પામીએ અતી દોહીલા દુરીજન. દુધ૦ ૭
ચતુર હશે તે જાણશેરે ચતુરાઇની પેર,
મેં મન તારૂં ઓળખ્યું અવસરે આવજો ઘેર. દુધ૦ ૮
મારગમાં ન બોલાવીયેરે, આવતાં દેખે લોક,
બાલણ પ્રભુ રૂઘનાથજી, કો આળ ચઢાવે લોક. દુધ૦ ૯

જા જા નંદના ગોવાળીયા, તું શેનું માગે દાણ.
જો આવીશ ઢુંકડો તો કંસરાયની આણ. જાઓ. ટેક.
ઘેર જઇ પુછ માતનેરે, છાશ વેચાતી કાલ,
દાણી થઇ વનમાં રહ્યો, કોની શીખ્યો તું ચાલ. જાઓ. ૧
મસ્તક ઉપર પાઘડીને, અણીવાળાં લોચન;
કરમાં કાળી કામળી કાં વદે મીઠાં વચન. જાઓ. ૨
અંગ માં મોડીશ આવડું તું રાખજે તારો ભાર,
ચંચળ ચાળા કહાન તારા હું તો તારી નાર નહી. જાઓ. ૩
મેં તને નિરમય સાંભળ્યોરે, વસને વંદ્રાવન,
ભરમે ભોળી ન જાણતો, અતિ કઠણ છે મારૂં મન. જાઓ. ૪
પાધરે મારગ ચાલીયેરે, ગોવાળીયાની સાથ;
છેલપણું નવ કીજીએ, બાલણ પ્રભુ રઘુનાથ. જાઓ. ૫



ઉભી રહે આહેરડી, તું બોલતી વાંકા બોલ;
તારી આંખડી તે મેં ઓળખીરે, અવર નહી કેની તોલ. ઉભી૦ ૧
મારગે છોડી અબોલડોરે, હીડતી મોઢાડ;
શેરી જોઇને ચાલીએ, ઘેર કંથ મારા હોય. ઉભી૦
સતી સામું ન ભાળીએરે, નીચું જોઇને ચાલ;
પરપુરૂષથી વેગળી રહે, તેની આંખલડી ઓળખાય. ઉભી૦
દાણ લાગે ઠામનુરે, અહીં નથી કંસનો ભાગ,
વણ પ્રીછે આવે નહી, આવે તો મારો ભાગ. ઉભી૦
આવતાં આવી કામની, હું જે માગું તે આપ.
બાલણ પ્રભુ રઘુનાથજી, અંતર આણી થાય. ઉભી૦

ઓરે આવશે આહીરડા મેં જાત જાણી. ૯૪૦
જુલમ કરો છો જોરાવરારે કંસ રાયને કહીશું
નીત ઉઠીને દુઃખ દો છો તારૂં ગોકુળ મુકીને જઇશું, ઓરે૦ ૧
અમે દાણી તે નંદરાયને મન માને તે લઇશું,
કહેજે તારા કંસ રાયને હમે ઉતર દઇશું. ઓરે૦ ૨
તારા સરખા ઘેર ઘણારે અમને પાએ પાણી,
તારૂં બોલ્યું સાંખું હું તો નંદકુંવરનો જાણી. ઓરે૦ ૩
પાધરે મારગ ચાલીએરે ગોવાળીઆની સાથ.
છેલપણું નવ કીજીએ ભાલણ પ્રભુ રઘુનાથ. ઓરે૦ ૪

---

છબીલા નંદનારે, તારી ચાલનો ચટકો જો,
છોરા આહીરનારે, તારા મુખનો મટકો જો.
ચટકો તારી ચાલનો, પવનીઓ કંઅરમોર,
ઘુમકે ઘુમક ઘુઘરી બાજે, નેનમાં નાચે મોર. છબી૦ ૧
તાણીને બાંધે પાઘડીરે ઢળકનો મુક તોર.
શેરીએ લથડતો હીંડે, મુખ મોરલી ઘનઘોર, છબી૦ ૨
મુખ દેખડાવીને ઘેલાં કીધાં જાણે હરઇયાં ઢોર,
ભાલણ પ્રભુ રઘુનાથજી, ચીતડાના ચોર. છબી૦ ૩

---

બ્રખુભાન કેરી બેટડી રાણી રાધા છે મારૂં નામ.
દધી તણો જો ખપ કરો તો આવજો ગોકુળ ગામ. બ્રખુ૦ ૧
લંપટ સંપટ નાથજીરે કપટી કાળા કહાન
દધીતણું જો દાણ લેશો તો કંસને થાશે જાણ. બ્રખુ૦ ૨
વંદ્રાવનની વાટમાં તમે શાને રોકો છો વાટ,

તારી માતા તો આવડું મોટું લેતી મહીનું માટ, ભખુ૦ ૩
રાધા તો દાણુ નહીં આપેરે તમારૂં શું જોર,
પીતા મારા જો જાણુશે તો, કરશે પાંસરા દોર. ભખુ૦ ૪
સીધે મારગ ચાલીએરે ગોવાળીઆની સાથ.
છેલપણું નવ કીજીએ ભાલણ પ્રભુ રઘુનાથ. ભખુ૦ ૫

---

# ભાગ ૧૨ મો.

## ઊંઢાણીના હારીયાં.

વેગળો રહેને વરણાગીયા.
ઉઢાણી લેઇને કૃષ્ણ વંદ્રાવન જાતા.
હાંરે હું તો શોધી વળી નવખંડમાં જીરે. વેગળો૦ ૧
,, અલ્યા મહીની મટુકી મારી ફુટશે.
,, મારી મોતન કેરી લટ ટુટશે જીરે. વેગળો૦ ૨
,, અલ્યા મોહન તારા ફંદમાં,
,, મારી દામણી તુટી તે તારા છંદમાં જીરે. વેગળો૦ ૩
,, મારૂં લાખ ટકાનું ચીર ફાટશે,
,, અલ્યા ખેંચ માં ખેંચ માં ફાટશે જીરે. વેગળો૦ ૪
,, અલ્યા લાલ છડી તારા હાથમાં,
,, મુને રોકી તે જમુનાના પાટમાં જીરે. વેગળો૦ ૫
,, સવાલાખનો હાર મારી કોટમાં,
,, અલ્યા તાણુમાં તાણુમાં ટુટશે જીરે. વેગળો૦ ૬
,, અલ્યા દાસ રાધેના સ્વામી રાંકડા,
,, હું તો મોહી રહી મુછના આંકડા જીરે. વેગળો૦ ૭

આજની ઘડી રળીઆમણી;
હાંરે મારા વાહાલાજી આવ્યાની વધામણી જીરે, આજ૦
,, પુર્યો પુર્યો સોહાશેણુ સાથીઓ જીરે,
,, ઘેર મલપતો આવે તે હરી હાથીઓ જીરે. આજ૦ ૧
,, સખી લીલુડા વાંષ વઢાવીએ,
,, મારા વાલાજીના મંડપ રચાવીએ જીરે. આજ૦ ૨
,, સોહાસેણુ ચાર તેડાવીએ,
,, મારા વાલાજીને મોતીડે વધાવીએ જીરે. આજ૦ ૩
,, સોહાસેણુ મળજો જે ઘડી,
,, મારા પ્રભુજી પધારે તે ઘડીજીરે. આજ૦ ૪
,, રસ મીઠડાએ અતી મીઠડા.
,, મહેતા નરસૈયાના સ્વામી કોઈએ દીઠડા હોજીરે. આજ૦ ૫



## દાણ લીલાની ગરબીઓ,



હારે દાણુ માગેરે દાણ માગે,
,, નારી મીઠડીના બોલ બાણ વાગે. દાણુ૦
,, કાન કીયા મુલકનો સુબો,
,, હારે મારા મારગ વચ્ચે ઉભો. દાણુ૦ ૧
,, મારા મારગ વચ્ચે વળીયોરે. દાણુ૦ ૨
,, કાન કિયા મુલકનો દાણી.

,, મારી નવરંગ ચુંદડી તાણીરે. હાણું૦ ૩
,, હાના ક્રિયા મુળકનો મહેતો,
,, મારા મારગ વચમાં રહેતોરે. હાણું૦ ૪
,, કાન જળ જુમનાંને આરે;
,, એમાં કોણુ જીતે ને કોણુ હારેરે. હાણું૦ ૫
,, કાન નથી સાકર નથી મેવા;
,, ખાટી છાશમાં શું આવ્યો લેવારે. હાણું૦ ૬
,, મેહેતા નરસઈના સ્વામીને વારી,
,, ગઉ ગોવાળીયામાં ચારીરે. હાણું૦ ૭

## ગરબી ૨ જી

જવાદો મને શાને રોકો છો વાટમાં,
હારે હાણુ લેવા સરખા નથી ઘાટમાં. જવા૦ ટેક.
આજ તો અમારે પ્રભુ કામનો દીન છે.
હારે મારે એકલા જવું છે નાતમાં. જવા૦ ૧
મારારે સમ મારી ગાગર નંદી,
હારે જળ ભરવા જુમનાજી ઘાટમાં. જવા૦ ૨
સઘળી સહયરો ઉભી જુમનાંની તીરે,
હારે તેને વચન આપ્યાં છે હાથમાં. જવા૦ ૩
મોતીના નાથને સંગે લઈને,
હારે જાવું સહયરોના સાથમાં. જવા૦ ૪

## ગરબી ૩ જી

વાત કહું ઉભી રહેને અલબેલી
હારે હાણુ રીત ના ઘટે તે જાણો મેલી. હું વાત૦ ટેક

આવો આજ રૂમઝુમ કરતા,
હારે આજ ક્યાં છે સંગની સાહેલી. હું વાત૦ ૧
ઘુંઘટ તાણીને શું જોરમા જાઓ છો,
હારે નથી દેતી જવાબ મન મેલી. હું વાત૦ ૨
ધ્યાન ધરીને શું ધ્યાનમાં જાઓ છે,
હારે આજ બોણી કરવી છે મારે પેહેલી. હું વાત૦ ૩
મોતીના નાથ તું છું પ્યારી,
હારે ઘણે દહાડે થઇછું આજ ભેળી. હું વાત૦ ૪

## ગરબી ૪ થી

જમીન પર જાગાનાં દાણ કોણ લે છે;
હારે નથી જાણ્યું લેવાવાળો રહે છે. જમીન૦ ૧
નથી સાંભળ્યું પૃથ્વી ઉપર,
હારે લેવાવાળો અહીંયાં કોણ રહે છે. જમીન૦ ૨
નિત્ય નવાનવા ચાળા કરો છો,
હારે એવી કોણ શીખામણ દે છે. જમીન ૩
વચન કાઢો છો પ્રભુ વઢવા સરીખાં,
હારે કોણ વસ્તી તમારીમાં રહે છે. જમીન૦ ૪
મોતીના નાથને એમજ કરીને,
હારે ગોપી રસ્તો ગોકુળનો લે છે. જમીન૦ ૫

## ગરબી ૫ મી

છબીલી દાણની રીત કોણે કહાડી,
દાણ આપો છબીલી લાડી. છબીલી ટેક

શ્રી જુમનાજીના રે મોટારે આર,
હારે જળ ભરવાને આવોને દહાડી. છબીલી. ૧
વંદ્રાવનને મારગ જાતાં,
હારે હુતો લેઇશ લાગત મારી. છબીલી. ૨
એવાં વચન પ્રભુ કોઇએ ન સાંખે,
હારે એતો સાંખે તે પરણી નારી. છબીલી. ૩
મોતીના નાથને સર્વસ્વ સોંપ્યું,
હારે ગોપી રાજી કર્યા છે મોરારી. છબીલી. ૪

## ગરબી ૭ ઠી.

હરિ રશિયા મુજને જાવા દીજે, તારૂ દાણુ થાય તે લીજેરે.
રશિયા મુજને ટેક.
હારે હુંતો ગોકુળની ગોવાલી, હારે હુતો મહી વેચવાને ચાલી
,, મારગડે આળ ન કીજીયેરે રશિયા મુજને. ૧
,, મારી સંગની સાહેલીઓ ચાલી હાંરે મારે માથે મહીની ગોળી
,, લ્યો ખાટા ગોરસ પીજોરે;
,, હુંતો બ્રખુભાનની છોડી હાંરે મને રોકી રહ્યા ગીરધારી
,, મારગ અળગા રહીયેરે. રશિયા મુજને. ૨
,, બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરનાગર તનમન અર્પણ કીજેરે,
રશિયા મુજને.

## ગરબી ૭ મી

હાંરે મારા ચીર દો વનમાળી હાંરે હું છું અબળા નારીરે;
મારા ચીર ટેક.
,, વાલો ચીર હરી હરીને કદમ ચડી બેઠા.

હાંરે હું છું જળમાં ઉઘાડીરે            મારાં ચીર. ૧
,, ચીર ફેરકે બદલે પીતાંબર લેઉંગી,
,, જો જળશેસે જાઉં ન્યારીરે            મારાં ચીર. ૨
,, પાહ પત્ર કરી નીકળી રાધે.
,, કૃષ્ણ હસત દે તાલીરે.            મારાં ચીર. ૩
,, બાઇ મીરાં કહે પ્રભુ ગોરધરનાગર,
,, તમો પુરૂષ હમો નારીરે.            મારાં ચીર. ૪

## ગરબી ૮ મી

હાંરે બેની આપનો શામ બોટો.

ક્યા દોષ દઉં કુબજાકોરે            બેની આપનો. ટેક.
આપ ગએ કાગળ નહિ ભેજ્યો.
ક્યાં કાગળનો ટોટોરે.            બેની આપનો. ૧
ગોકુળ મેલી વાલો મથુરા પધાર્યા.
ત્યાં માર્યો કંસરાય મોટેરે.            બેની આપનો. ૨
બાઇ મીરાં કહે પ્રભુ ગરધર નાગર,
મારૂં મહી પીને થયો મોટોરે.            બેની આપનો. ૩

## ગરબી ૯ મી

હાંરે કુબજાને જાદુ ડારો,
બસ કીનો શામ હમારોરે            કુબજાને જાદુ. ટેક
જાદુકી પુડીયાં સડ સડ મારી,
ક્યારે કરત વદ્દ બીચારોરે;
આણી તેરે ગંગાને પેલી તીરે જુમનાં            કુબજાને
બીચમેં વહે જળ ધારોરે,

ધ્રત ગોકુળ ધ્રત મથુરા નગરી,
જાવ પીઓ જળ ખારોરે                                   કુબજાને૦ ૩
કુબજાસે વાલો રંગ રમત હે
હમકુ દુર કર ગયો ન્યારોરે                              કુબજાને૦ ૪
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
આખર શામ હમારોરે.                                    કુબજાને૦ ૫

# ભાગ ૧૩ મો.

## ચુંદડીની ગરબી.

રસીયાજી મુકો હમારી ચુંદડી.
જવાદો જીવણ જળ ભરવા કાજજો.
સખી કહેશે કયાં લાગી આવડી,
મોટી મોહન લોકડીઆની લાજજો.                           રસીયાજી૦ ૧
ઘેરો છો મુજને જાણી એકલી,
પાછળ આવે સહીયરોનો સાથજો,
મનસુબો મનનો હું જાણી ગઇ,
એમ કરે નટવર નહિ આવું હાથજો,                        રસીયાજી૦ ૨
દુરીજન કંઇ કહેશે મારા કંથને,
રસીયા તને રીસ ઘણી છે મનજો
સાસુડી મુજને બહુ સંતાપશે,
નણદી મુજને કહેશે કઠણ વચનજો:                        રસીયાજી૦ ૩
એવી તે વિદ્યા કોણે શિખવી,

નીત ઉઠીને આવડો શો ઉધમાતજો,
મોટપણે મોટમ કંઇ આવી નહિ,
છેલ તમારી ના ગઇ છોકરવાદજો, રસીયાજી૦ ૪
આઘા રહો અડશો માં અલબેલડાં
આળ કરી તે સાંખે બીજી નારજો,
શાણા થઇ વળગોછો શા કારણે;
હું નહી સાખું તમારો કાંઈ ભારજો; રસીયાજી૦ ૫
ઘેર જઇ કહીશુ તમારી માતને
મુજ સાથે ના બોલો વાંકું વેણજો,
પાતળીયા પાલવ મુકો માહરો.
ઉર ઉપર શા માટે નચાવો નેણજો. રસીયાજી૦ ૬
આજ પછી તમ સાથે બોલું નહી,
ઢંગ તમારા જાણ્યા જાદવ રાયજો,
શુ કરીએ સામળીઆ સાચું કહું,
તમ સાથે મુજ મનડું આતુર થાયજો. રસીયાજી૦ ૭
સ્વારથ તો સફળ થશે મન રીઝવે,
નવ જાણો કંઇ પ્રીત કર્યાની રીતજો,
શું સમજો ચારી જાણો ગાવડી,
ઘણી કહ્યુ છે પર શું કરવી પ્રીતજો, રસીયાજી૦ ૮
મન વિના કોઇને ના બોલાવીએ,
માણસ માંહી જાય પોતાનો તોલજો,
આગળથી ચર્ચા જોઇએ તે તણી,
ત્યાર પછી મન ગમતાં કહીએ બોલજો. રસીયાજી૦ ૯
આતુરતા તમ કરતાં અમને ઘણી,

લાજ તજીને મુખડે ના કહેવાય જો;
પ્રાણ ગએ પીત કદીના મુકીએ,
મારગ વચે રોકથી શું થાય જો, રસીયાજી૦ ૧૦
વાલાજી વાયું. તે કરીયે માહરં.
કોણ વારતી કહું છું જોડી હાથજો
મારગડો મુકીને અળગા રહો.
કર જોડીને વિનંતી કરે રઘુનાથજો. રસીયાજી૦ ૧૧

## ગરબી ૨ જી.

કહાન કાળારે મારી ચુંદડીના ચોર,
છઈયા નંદનારે મારા કારજાની કોર કહાના૦ ટેક
ચુંદડી ચોરીને પ્રભુ કદમ ચડયા.
સાહેલીના સંગમાં મારી નજરે પડયાં. કહાન૦ ૧
અજબ તરેહની ચુંદડીને માંહી ઝાઝો રંગ,
વેગળા રહો વરણાગીયા મારં શામ થાશે અંગ. કહાન૦ ૨
લાખ ટકાની ચુંદડીને છેડે, ઝાઝા રંગ;
શ્રીકૃષ્ણજી લાડ લડાવે તેમાં શાનો પાડ. કહાન૦ ૩
ચુંદડી આપો તો પ્રભુ પાયે લાગુરે;
નરસઈયાના સ્વામી પાસે માન માગુરે કહાન૦ ૪

## ગરબી ૩ જી.

કૃષ્ણ બોલ્યારે નિકળ જળથી તું બહાર.
આપું ચુંદડીરે લેને ગોપીઓ નાર,
ચીરના વખાણ કરે માલ નથી એમાં
નગન થઇ હમણાં નાહી દંડ દીધો તેમાં કૃષ્ણ૦ ૧
ચુંદડી તારીનો ખપ નથી મારે;

સહુ સખી બાર આવો હૈયાને અત્યારે                                    કૃષ્ણ૦ ૨

સહુ સખીએ વિચાર કર્યો જાવું હવે ઘેર;

કૃષ્ણ કેરૂં કહ્યું માની કરીએ એવી પેર.                                    કૃષ્ણ૦ ૩

હારી સહુ બહાર આવ્યાં જોડીને બેઉ હાથ.

ચીર આપી આશા પુરી નરસઇયાને નાથ,

## નંદજીનો ગરબો.

તમેરે નંદજી ગોકુળ સંચરોરે.
ઉતરવો :જુમનાજીનો ઘાટજો.
મારી માને નહી હોય ગોઠતુંરે
જસોદા જોતાં હશે વાટજો.                    તમેરે૦ ૧

નકરે માત પિતા તે તમે કર્યુંરે, અમને બહુ લડાવ્યાં લાડજો;
અમને નાનેથી મોટાં કર્યાંરે તેના શા માનું પાડજો.            તમે૦ ૨
મારી છે પચરંગી લાકડીરે તમે વાહતી વેણુ રસાળજો.
તેને તમે સંભારીને મુકજોરે; રખે લઇ જતા ગોવળજો.           તમે૦ ૩
મારી સહજ ગોરી ગાવડીરે, તેને તમે હાથ ફેરવી જોજયોજો.
કહે રઘુનાથના સ્વામી નંદનેરે, અમપર કૃપાદષ્ટે રહેજયો જો તમે૦ ૪

## ગરબી ૨ જી.

નયણે નીરને નંદજી બોલીઆરે, અમથી એકલડાં ન જવાયજો,
વાટડી જોતાંને રોતાં હશેરે, કાનજી ત્યાંય તમારી માયજો,
હું તો રાખીશ મારા મનનેરે, તમારી માના સમ કયમ રહેશેજો.
માટે ગોવીંદ ગોકુળ આવજોરે, દુરજન મેણુલીયાં બહુ દેશજો.       ન૦
કહો કોણ વંદ્રવન ગઉ ચારશેરે, સાંજે કોણ આવશે ઘેરજો,
હસતાં વાણુલીયે કોણ ઉઠશેરે, કહો કોણ જાખે તમારી પેરજો ન૦

કુંવર કોને લાડ લડાવશુંરે, કોને વળગાડીશું હામીજો;
કોને જમાડીને જમશું અમોરે, કહોને રઘુનાથના સ્વામીજો.

## ગરબી ૩ જી

જશોદા પુછે પિઊને પ્રેમશુંરે નંદજી ઉત્તર ન આપેજો,
મુખથી બોલે પણ બોલાય નહીરે લલના બોલડીયા બહુ સાલેજો;
કારણ કોને મારા કંથજીરે, કુવર કયાં મેલીને આવ્યાજો;
સરવસ્વ સોંપ્યા વસુદેવનેરે, દુખના મેરૂ કયાંથી લાવ્યાજો,
આપણે મીત્રાઇ વસુદેવનેરે, આપણે કર્યાનું હતું વેરજો
આવી આપણા સુતને ભેળવ્યોરે તે રાખ્યો પોતાને ઘેરજો;
કહો કંથજી ત્યાં તમે નવ બોલીયારે, આપણે બોયો છઇયો છેદીજો
એ રૂઘનાથનો સ્વામી ગોવાળીઓરે અમપર નજર ન જોડીજો.

## ગરબી ૪ થી

વ્રજમાં વ્રજ વનિતા વાતો કરેરે મોહનજી મથુરામાં રહ્યાજો;
જેને નંદને ગોકુળ મોકલ્યારે વિકલ વસુદેવના થયાજો.
અહીંના સુખમાં ગાયો ચારવીરે બીજું આહીરીયામાં રહેવુંજો
ત્યાં સહુ પુછીને વાતો કરેરે મથુરા નગરીમાં શું કહેવુંજો
મથુરા નગરી હરીને મન વસીરે બીજું કંસરાજનું રાજજો;
લક્ષ્મી દેખીને લલચાઇ ગઇરે માટે ગોકુળ કીધું તાજજો.
એ મુક્ત મનોહર શ્યામળોરે સજની સહુને લાગે મીઠાજો,
એ રૂગનાથનો સ્વામી ગોવાળીઓરે ત્યાં તો રાજા થઇને બેઠા

## પરચુરણ ગરબીઓ

### ચંદ્રાવળીની ગરબીઓ.

માથે મટુકીને મહીડાંની ગોળી મહીરે વેચે ચંદ્રાવળીરે,
વેચંચી સેયંતી નગરમાં પેઠી કાનુડો છેડલો સાહી રહ્યોરે.

# ભાગ ૧૪ મો

## ગરબી ૧ લી.

તમને શું કહીએરે કામણગારા છો
ગોપીજન વલ્લભરે પ્રાણ હમારા છો;
પુછું છું તમનેરે સાચું કહો અમને;
મારા સમ મોહનરે નહી દુભાવું તમને
હઇયાપર હાજરરે ખાતે ખુપ્યા છે
તમ સરખા જીવણરે કોઇ એક પેદા છે;
આ દુર્બળ લાતારે ચંદન ચળકે છે,
મુખને તંબોળેરે લોળક લટકે છે,
આતે શું અચરતરે આવ્યા સેજડીઓ,
રણછોડના સ્વામીરે અચરતની ઝડીઓ,

## ગરબી ૨ જી.

વારૂ છું વાલમરે અમને અડશોમાં
વાટેને ઘાટેરે અમને વઢશોમા
અમે વહુવારૂરે લાલ લાજ ભર્યા
બોલતા બીજેરે કંથે કેદ કર્યા
સાસુડી સુણશેરે નણદલ નાની છે;
પ્રીતલડી છે પણરે તમશે છાની છે,
તમે કોના કુંવરરે કહો અમને લાલાજી,
પાળેલા કહીનેરે સૌકો સાદ કરે,
એમાં શાતોલજરે પરઘેર પેટ ભરે,
મનગમતાં કીધારે લજ્જાં લોપીને
રણછોડના સ્વામીરે ધન્ય આ ગોપીને;

## ગરબી ૨ અજવાળી રાતની

આસો માસે સરદ પુનમની રાતજો,
ચાંદલીઓ ઉગ્યોરે સખી મારા ચોકમાં. ટેક
સસરો મારો દેરા સરખો દેવજો,
સાસુડી મારી દેરારે કેરી પુતળી ૧
જેઠ મારો અશાડીલો મેહજો,
જેઠાણી ઝબુકે વાદળ વીજળી. ૨
દિયર મારો ચાંપલીઆનો છોડજો,
દેરાણી ચાંપલીયા કેરી પાખડી, ૩
નણદલ માહારી વાડીમાંની વેલજો,
નણદોઇ તે વાડી માહીંનો વાંદરો. ૪
પરણ્યો મારો ચતુર સુજાણજો.
તાણીને બાંધેરે નવરંગ પાઘડી ૫
એ પાઘડીએ દશ દશ આંટાજો,
આંટેને આંટેરે નવરંગ પાઘડી ૬
ગોરીનો પરણ્યો વહાણ કમાવા જાયજો,
વહાણેથી લાવે ખારેક ટોપરાં, ૭
ખારેક ખાય તો ખટકે ગોરીની દાઢજો,
ટોપરડું ખાય તો ગોરીને કુંચા વળે. ૮

## ગરબી ૩ જી જસોદાના બાળ ભવની.

દુર ખેલન મત જાઓ મેરે લાલડુ દુર મિલેગા હાઉ; ટેક.
મચ્છારૂક સંખાસુર માર્યો લાયો વેદ છોરાઉ;
ચાર વેદ બ્રહ્માકો દીનો મેં તહાં ન દેખા હાઉરે. દુર૦ ૧
દુર ખેલન મત જાઓ મેરે લાલન દુર મીલેગો હાઉ.

વારાહરૂપ ધર પર્વત ભારે પૃથ્વી દાઢ ચઢાઉ,
અહા લક્ષ્મી નિશદીન આવે માં મેં તહાં ન દેખા હાઉ દુર૦
નરસીંહરૂપ અવતારમેં બડે અસુરોકો બે ઉપ જાઉ.
બડો દેવ હીરણ્યકશ્યપ માર્યો મેં તહાં ન દેખા હાઉ, દુર૦
વામન રૂપ છેલ્સો બળ રાજા પગલાં ત્રણ ચઢાઉ,
ઈંદ્રાસન ઈંદ્રકો રાખ્યો મેં તહાં ન દેખા હાઉ, દુર૦ ૧
ફરશુરામ અવતારમે બડે બડે અસુરકો બે ઉપજાઉ,
ક્ષત્રી મારી નક્ષત્રી કીધી મેં તહાં ન દેખા હાઉ. દુર૦ ૫
રામચંદ્ર અવતારમેં દસ મુસ્તક છેદી લાઉ.
સોનેકી લંકા ખાખ કર ડારી મેં તહાં ન દેખા હોઉ, દુર૦ ૬
જમનાકે તીર ધેન ચરાઈ ભુજા બની બિચરાવિ,
શેષ પાતાલ કાલીનાગ નાથ્યો મેં તહાં ન દેખા હાઉ. દુર૦ ૭
બાંધો મન મોહન ભકતવત્સલ બળ જાળ.
જમના અર્જુન વૃક્ષ ઓધારે મેં તહાં ન દેખા હાઉ; દુર૦ ૮
બાલાપનમેં મૃતિકા ખાધી ચઉદ લોક દે જલાઉ;
સુરકે સ્વામી તેરી અદ્ભુત લીલા મુખે કહી ન જાઇ, દુર૦ ૯

## ગરબી ૪ થી.

હાથ વછુટી મારી મટકી ફુટી દધી વેચંતા લુટીરે.
પીતલ લોટા જળે ભરાવું દાતણની ચતુરાઇરે
ચીની તે પ્યાલા તેને ભરાવુ મર્દનની ચતુરાઇરે હાથ૦ ૧
ત્રાંબા કુંડી જળ ભરાવે નાહાવણની ચતુરાઇરે. હાથ૦ ૨
સેવ સુંવાળી લાવથી રંધાવું, ભોજનની ચતુરાઇરે, હાથ૦ ૩
પાન સોપારી લવીંગ મંગાવું મુખવાસની ચતુરાઇરે, હાથ૦ ૪

## ગરબી ૫ મી.

ઝુમકહાર શીદ તોડયો હો રાજ મારો ઝુમકહાર શીદ તોડયો.
હારની પડી છે ત્રણ ઓળો હોરાજ મારો ઝુમકહાર શીદ તોડયો.
જળ જીમનાનાં નીર ભરવાં ગયાંતાં ઘટ મારો શીદ ફોડયો. હો૦
વંદ્રાવનને મારગ જાતાં કાંડુ ઝાલીને હાર તોડયો. હો૦
વંદ્રાવનને ચોકે રમતાં કુડાં વચન કોણ બોલ્યો. હો૦
પ્રીત કરી પણ કરતાં ન આવડી નંદ આહીરનો છોરો. હો૦
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરનાગર આવ્યાને નટવર ઓરો. હો૦

## ગરબી ૬ ઠી.

ગગરી ઉતારરે વનમાળી મટુકી ઉતારરે વનમાળી
ઉતાર ઉતાર જલદી ઉતારરે વન૦
મેરે શીરપર હો ગઇ ભારી. ગગરી૦ ટેક.
સુનેકી ગગરીને રૂપકા ઉઢાણી ભર ગઇ રાધે પ્યારી ગ૦ ૧
જળ જીમનાકી ચીકણી મટુકીયાં લગ ગઇ રાધે પ્યારી, ગ૦ ૨
મેં પ્હેરી કસુંબલ સાડી તેરી મુગટકી છબી ન્યારી ગ૦ ૩
મેં પ્હેરી જરકસકી ચોળી તેરે મોરલેકી છબી ન્યારી ગ૦ ૪
મેં પ્હેરી મોતનકી માળા તેરે ગજમાળકી છબી ન્યારી ગ૦ ૫

## ઇશ્વર પુજવા વિષે.

## ગરબી ૭ મી.

( હું તો ઇશ્વરને પુજવા નીસરીરે લોલ એ—રાગ. )

શામ સલુણા કુંવર નંદનારે લોલ,
તે મને નાંખી ફંદમારે લોલ શામ૦ ૧

હું તો ઝબકીને જોવા નીસરીરે લોલ
ઓઢવાનું અંબર વીસરીરે લોલ શામ૦ ૨
હું તો ગાવલડીને દોવા નીસરીરે લોલ,
શેલો લીધો ને તામડી વીસારીરે લોલ. શામ૦ ૩
હું તો દરશન કરવાને નીસરીરે લોલ,
સાળુ પહેર્યા ને ચોળી વીસરીરે લોલ. શામ૦ ૪
હું તો જુમના તે જળને નીસરીરે લોલ,
ગાગેર લીધી ને ઘડો વાસરીરે લોલ. શામ૦ ૫
જમતાં તે જીવણ સાંભર્યારે લોલ,
કંઠે ન ઉતરે કોળીઓરે લોલ, શામ૦ ૬
વલ્લવના સ્વામી શ્રી હરીરે લોલ,
તન મનથી હું તમને વરીરે લોલ. શામ૦ ૭

## ગરબી ૮ મી.

શામળીયા લાલ સાસુડી સંતાપે કહો કેમ કીજીએ,
ક્યાં જઇએ હરી ઘરેમાં બેશી રહીયે તો રાંડ ખીજશે;
મારી સાસુ શંખડી છે એવી નણદલને નાતરે દેઇ પહેલી.
તે તો વાત નથી કહેવા જેવી. શામ૦ ૧
મારો સસરો સાધુજન ઘણો મને આશરે છે તેનો તણો.
મારો જેઠ ઝાંપડો બુદ્ધિ વનો, શામ૦ ૨
મારો દિયરીયો હઠ્યા મેલો તેતો લડાઇ કરવા સઉ પહેલો.
એની દુષ્ટ બુદ્ધિ ઢાંકી મેલો, શાગ૦ ૩
જાણે સૂડી વચ્ચે સોપરી હું તો અનાથની છું તમારી;
પદ ગારો વલ્લભ વિચારી. શામ૦ ૪

## ગરબી ૯ મી

ઓ જસોદાજી આવડો લાડકવાયો લાલ ન કીજીએ,
ચાલો ત્યાં સુધી સુતના પ્રેમ ચરિત્ર દેખાડી દીજીએ ટેક.
વાલે કઉતક કીધુ મંદીરમાં
એણે માંખણુ પેંડો લીધો કરમાં,
એણે માંકલડાં ઘાલ્યાં ઘરમાં; ઓ જસોદાજી. ૧
વાલો સંતાડયાં શોધી કાઉડે
હોયે ઉંચા પણ હેઠાં પાડે;
એતો ખાય ખવરાવે વણુ સાઢે. ઓ જસોદાજી. ૨
વાલો સુતાં બાળકનાં અંગ મોડે,
મારાં બાંધ્યાં વાછરૂ છોડી મેલે;
દહી ગોરસ દુર થકી ફોડે. ઓ જસોદાજી. ૩
દયા પ્રિતમના સ્વામી રસીયા.
દહી ગોરસ પર આવે ધશીયા.
ધન્ય ભાગ્ય અમારૂ વ્રજમાં વશીયા; ઓ જસોદાજી. ૪

## ગરબી ૧૦ મી

ઓ છોગાળી અંબોડો ગુથાને વાંકો મેલ તું
તું મુકીદે લિપણું તારૂં રંગમાં રેલશું
વરણાગીમાં છે વાંકી તેને મારગ જાતાં મેં ઝાંખી
તું સમજી લેને અહીંઆંથી, ઓ છો. ૧
શણગાર સજીને આવો ને તમે મારા મનમાં ભાવોને
તમો કોક સંગાથે કાવોને.
તારો લટકો જોઈને લોભાયો હું નંદ જસોદાનો જાયો.
સખી દયા પ્રિતમનો કેવાયો, ઓ છો.

# ગરબી ૧૧—૧૨

મેલો મેલો કાનજી જાવા દો જાદવજી અમ ઘેર સસરો રીસાળારે
તમારાં સસરાને બીજી વહુવારૂ આણી આલું તમથી ઘુંઘટ તાણે
આધેરારે માથે૦ ૧

વેચંતી સેચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહ્યોરે.
મેલો મેલો કાનજી જાવાદે જાદવજી અમઘેર સાસુ રીસાળવારે
તમારી સાસુને બીજી વહુઆરૂ આણી આલુ તમથી પાએ પડે
આધેરારે માથે. ૨

વેચંતી સેચંતી નગરમાં પેઠી કાનુડો છેડલો સાહી રહ્યોરે.
મેલો મેલો કાનજી જાવાદો જાદવજી અમ ઘેર જેઠ રીસાળવોરે
તમારા જેઠને બીજી ભોજાઈ આણી આલુ તમથી ઘુંઘટ તાણે
આધેરારે માથે. ૩

વેચંતી શેચંતી નગરમાં પેઠી કાનુડો છેડલો સાહી રહ્યોરે
મેલો કાનજી જાવાદો જાદવજી અમ ઘેર દીયર રીસાળવોરે;
તમારા દીયરને બીજી ભોજાઇ આણી આલુ તમથી હોરી ખેલે
અદકેરાંરે માથે. ૪

વેચંતી સેચંતી નગરમાં પેઠી કાનુડો સાહી રહ્યોરે;
મેલો મેલો કાનજી જાવાદો જાદવજી અમઘેર નણંદી રીસાળવારે;
તમારી નણંદીને બીજી ભોજાઇ આણી આલું તમથી માથાં ગુંથે.
અદકેરાંરે માથે. ૫

કડવે વચને ગોપીકા એમ બોલો મેલો મારો પાલવ નીર્લજરે
દુર્જન દેખે તમે નહિ લાજો છાતી ધડુકે માહારીરે માથે.
તોય ન સમજે છોગાળો છબીલો પાલવ સાહી ઉભો રહ્યારે.
માથે. મહી ૭

ચીર મુડી ચંદ્રાવળી નાઠી કાનુડો હાથ ઘસી રહ્યોરે.

## ગરબી ૧૩ મી

આવના આવના આવનારે, શ્યામ મોરી ગલીમેં આવના:
આવના તો દુરસે બતાવનારે શ્યામ મોરી ગલીમેં આવના
તેરેરે ખાતર બાગ બનવાયો ફુલનો હાર ગુંથાવનારે. શ્યા૦ ૧
તેરેરે ખાતર દહીં જમાયો પ્યાલા ભરી ભરી પાવનારે શ્યા૦ ૨
શેવ સુવાળી લાવશીરે રૂચી રૂચી ભોગ લગાવનારે શ્યા૦ ૩
લવીંગ સોપારીને એલચીરે પાનુકી બીડીયાં ચાવનારે શ્યા૦ ૪
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરનાગર ચરણુકમળ ચીત લાવનારેશ્યા૦ ૫

## ગરબી ૧૪—છેલની

હાંરે અલ્યા વાંકી ન પહેરીએ પાઘડી;
" તારી પાઘડી પાડુઓ ખવરાશેજીરે વેગળો રહેને વરણાગીયા.
" અલ્યા નેન કટાક્ષ નવ કીજીએ.
" તારાં નેણુલાં તે મેણુલાં ખવરાવશેજીરે વેગળો૦ ૧
" અલ્યા બંગી લેલાટ નહી લેખીએ
" તારી બંગી તે કઢંગી કઢાવશેજીરે વેગળો૦ ૨
" અલ્યા પાન બીડા નવ ચાવીએ,
" તારાં પાન તે ભાન ભુલાવશેજીરે. વેગળો૦ ૩
" અલ્યા વગર વિચાર્યું નવ બોલીએ;
" તારું તોલ બોલવા થકી થશેજીરે. વેગળો૦ ૪
" અલ્યા વિશેષ કેશ ન વધારીએ
" તારા કેશ તે વેશ વધારશેજીરે વેગળો૦ ૫
" અલ્યા કડકડતાં કેડીઆં ન પહેરીએ.
" તારાં કેડીઆં તે બેડીઓ ઘલાવશેજીરે. વેગળો૦ ૬

હાંરે અલ્યા વેઠે મઠીશ નહી આંગળાં.
" જશે વેઠ બનીશ જોને જાંગલાજીરે વેગળા૦ ૭
" અલ્યા હીરકોરી ધોતીઆં ન પહેરીએ.
" તારા ધોતીઆં ધુળ પલાવશેજીરે. વેગળો૦ ૮
" અલ્યા ચમકતી મોજડી ન પહેરીએ,
" તારી મોજડી તે રોજડી કરાવશેજીરે. વેગળો૦ ૯
" અલ્યા ખભે દુશાલા ન નાંખીએ;
" તારા દુશાલા નામ ડુબાવશેજીરે, વેગળો૦ ૧૦
" અલ્યા અત્તર ફુલેલ ન વહોરીએ,
" તારાં ફુલેલ તેલ ઢહાલશેજીરે. વેગળો૦ ૧૧

## ગદ્દબી ૧૫ મી.

મારૂં સોનાનું છે બેડુંરે છેલ છબીલા છોગાળા,
મારી રૂપાની ઉંઢાણીરે છેલ છબીલા૦
હું તો સરવર પાણી ગઇતીરે છેલ છબીલા૦
મને કાળે બળદે મારીરે. છેલ છબીલા૦
મારા આછા સાળુ ફાટયારે, છેલ છબીલા૦
એ ગોકુળ ગામના દરજીરે છેલ છબીલા૦
મારા આછાં સાળુ ભરોરે છેલ છબીલા૦
મારી સાસુ ન જાણે શીવ્યાંરે છેલ છબીલા૦
મારી નણંદ ન જાણે ઓટયાંરે છેલ છબીલા૦
મારી જેઠાણી ન જાણે ઢાંકયાંરે છેલ છબીલા૦
તારો સાંધવાનો સવવૈયોરે, છેલ છબીલા૦
તારો ઓટયાનો રુપયોરે, છેલ છબીલા છોગાળા૦

## ગરબી ૫૬ મી.

મારારે સ્વામી બોલોને વાલા,
જશોમતી નંદ તણા લાલા  મારા૦ ટેક.
ઘેલીરે થઇ ગોકુળમાં ભમતી,
બીજારે કોઇની વાતો નથી ગમતી.  મારા૦ ૧
એવીરે તમને કોણ મળી હુતી;
જેણે મારૂં ચીતડું લીધું લુંટી.  મારા૦ ૨
વાલારે તારી વાટલડી જોતી,
આંસુડી ભરી ભરીને રોતી,  મારા૦ ૩
શુંડારે લોક ભરમાવ્યા હમને,
તેથી તમો રૂળતા નથી હમને  મારા૦ ૪
વાલારે તમને કશું નહિ કહીશું;
મોહન તારી મરજી મુજબ રહીશું.  મારા૦ ૫
ઝાઝુંરે હવે શું કહીએ તમને,
મોહનવર મેહેર કરો હમને,  મારા૦ ૬
એવું સુણી આવ્યા ગીરધારી
દીધું આલીંગન ત્યાં મોરારી,  મારા૦ ૭

---

## ગરબી ૫૭ મી-મેંદી વિષે.

મેંદી મેંદી શું કરોને મેંદી મોટાં ઝાડ;
એક ડાળું હલાવીએ તો ડાળાં હાલે ચાર સહીયર મેંદી લેશોરે.
મારી સાસુએ એમ કહ્યાં જે વાસીદાં વાળી મેલ.
મેં ભોળીએ એમ સાંભળ્યાં જે કચરા વેરી મેલ.  સહીયર૦
મારી સાસુએ એમ કહ્યાં જે પાણી ભરી મેલ,

મેં ભોળીએ એમ સાંભળ્યા જે બેડાં ફોડી મેલ.
મારી સાસુએ એમ કહ્યાં જે રાંધણું રાંધી મેલ;
મેં ભોળીએ એમ સાંભળ્યાં જે કહલેડાં ફોડી મેલ. સહીયર૦

## ગરબી ૧૮ મી ફકીરીની

સેના ફકીરી કયા દીલગીરી, સદા મગનમેં રહેનારે ટેક
કોઇ દીન પેંડા કોઇ દીન બરફી, કોઇ દીન ફકમ ફકારે. સેના૦
કોઇ દીન હાથી કોઇ દીન ઘોડા, કોઇ દીન પાંઉસે ચલનારે સેના૦
કોઇ દીન બગલા કોઇ દીન બગીચા કોઇ દીન જંગલ ડેરારે સેના૦

## ગરબી ૧૯ મી ચોરાના બેસણાની

હાંહાંરે કે ચોરા જોબનના, હાંહાંરે કે બેઠક મોટાની;
" કયા ભાઇ બેઠા છે, હાંહાંરે જીવણભાઈ બેઠા છે,
" હાથેથી પાન આપે, હાંહાંરે કે આપતાં વાર લાગી
" કે સોટીઓ સાત મારી, હાંહાંરે ટપલા ત્રણ માર્યા.
" કે ઢીકા નવ માર્યા. હાંહાંરે કે માચબા શા મારે.
" કે નથી વાંક હમારો, હાંહાંરે વાંક છે નણદીનો,
હાંહાંરે કે તેણે મને મરાવી.

---

## ગરબી ૨૦ મી ખતરાણની.

ખતરીવાડાની ખતરણ લાલ હંબોડારે,
ખતરણી આવી બેઠી ગોખ લાલ હંબોડારે;

તે તો બોડાતીનો શોક લાલ હંબોડારે,
આઇ છાના મેંડા લાવે કે વાલ હંબોડારે;
પેથી ખપૂરણુને ખવરાવે કે લાલ લફ્ફાડારે;
મોઢું લોતી બારીએ બેસી રૂએ કે લાલ હંબોડા;
એની સાસુ આંસુ લુહે કે લાલ હંબોડારે;
વહુવર આવડી શી છે પેર લાલ હંબોડારે;
ખતરણુ કાલે જાશે લાલ હંબોડારે;
આપણે કરીશું લીલા લહેર લાલ હંબોડારે;

## ગરબી ૨૧ મી.

અચકો મચકો કારેલી

તમને કઇ વહુ ગોરાં ગમશે લાલ અચકો મચકો કારેલી
અમને રૂપી વહુ ગોરાં ગમશે રાજ અચકો.
એ ઠીંગણીને શું કરશો રાજ અચકો.
એ ઠીંગણી કામણુગારી રાજ અચકો.
એને ઉચી નીચી મેડીએ બેસારશું રાણી અચકો.
એને ટોપલો ધરાણું ધાલશું રાજ અચકો.

## ગરબી ૨૨ મી,

સુણુ ચતુરસુજાણુ પરનારી શું પ્રીત કણુ નવ કીજીએ
જેણે પ્રીત કરી પરનાર તણી, એને હઇડે રૂધણુ થાય ઘણી;
એણે કુળની લજ્જા કાંઇ ન ગણી સુણુ. ૧
તમે પહેલા મળશો દુતીને, તારૂં સરવસ્વ લેશે ધુતીને;
પછી રહેશે અંગ ભભુતીને, સુણુ, ૨

તમે બેઠા મુંછો મરડીને, તરૂં કાળજું ખાશે કરડીને;
નહી મુકે નસ આંતરડીને
તને પ્રેમના પ્યાલા પાઇને, તારૂ સુરવે લેશે વાહીને;
તને કરશે ખોખું ખાઇને સુણ. ૩
પ્રીતમના સ્વામી છો પ્યારા તમને ગોપીઓ કરે કાલાવાલા;
તમો દરશન દોને મોરલીવાળા, સુણ. ૪

## ગરબી ૨૩ મી.

ગરજી તમને મેં દીઠા ગીરધારી,
મતલબીયા છો મોહન મોરારી ગરજી૦ ટેક
મનેરે માયા લાગી છે તારી
મારે મન ઝાઝી છે મોરારી;
વાલારે મને શા માટે વિસારી ગરજી૦ ૧
પહેલીરે મને ખબર આવી પડતી;
એની સાથે પ્રીત નહિ કરતી;
વાલા મને મેલી ગયા રડતી ગરજી૦ ૨
મેં તો જાણ્યું ઉજળું તે દુધ હશે
તેનેરે ખાને વાહી મને છાશે;
રહીતી હું તો તારા વિશ્વાસે ગરજી૦ ૩
જશોદા કાન તમે કાળા
કર્યા બહુ આંખ્યો તણા ચાળા
તે પર હું તો મોહી છું નંદલાલ ગરજી૦ ૪
હવેરે હરજી ઘણું થયું ગીરધારી.
ક્ષમા કરો ચુક થઈ છે અમારી

ચાહને રહી છું દાસી તમારી. ગરબી૦ ૫

પ્રીતમના સ્વામી મને મળીયા;
દુઃખરે મારાં જન્મ તણાં ટળીયાં,
ગોપીરે સહુ આનંદથી મળીયાં. ગરબી૦ ૬

## ગરબી ૨૪ મી.

નહી મેલુંરે નંદના લાલા છેડલો નહી મેલું,
તારે છેડલે ચંપા ચાર કે છેડલો નહી મેલું,
સાત પાંચ ગોપી ટોળે મળીને, વચમાં કાનુડો કાળોરે,
કાળો છે પણ કામણગારો; એની આંખલડીનો ચાળો, છેડ૦ ૧
વાંકી મેલે પાઘડીને, કાને ઝુડા મોતીરે,
જેનો વર વરણાગીઓ તેની બાયડી હાડે રોતી; છેડ૦ ૨
કચકડાની ડાબલીને, માંહી ભરી છે મેશરે,
જેનો વર વરણાગીઓ, તેની બાયડી કાળી મેશ; છેડ૦ ૩
કેળાં પીરસું કાતરીયાને, આંબા પીરસું ઘોગીરે,
મન ભાવતો મગદળ પીરસું પુરણપોળી છેડ૦ ૪
મુંબાઇની ઉંચી નારી પોળકડી ધુતારીરે,
નડીયાદનું નાક વઢાણું શોરઠકી બલીહારી. છેડ૦ ૫

## ગરબી ૨૫ મી.

કાળજડું મારું કોર્યુંરે છેલ છબીલા
તેં તો ચીતડું મારૂં ચોર્યુંરે રાજ રંગીલા,

વાલાજી અમે ગોરી સહુ ગુમાને ભરેલી,
તેં તો સઘળું નાખ્યું ઢોળીરે, છેલ છબીલા૦ ૧
વાલાજી મારા રીતો તે ઓના પુરૂષને પીડે,
સહુને દમતે હીંડેરે, છેલ છબીલા૦ ૨
વાલાજી નરના મોહની નારીરે વાત સાચી.
તુજ આગળ વિદ્યા કાચીરે; છેલ છબીલા૦ ૩
વાલાજી અબળા આતુર પણ આતુરતા નવ દાખે,
ક્રીડા ભંગ કરી નાખેરે. છેલ છબીલા૦ ૪
વાલા મારા ચીતડાની વાત કહું છું છેલી;
તુજ માટે લજ્યા મેહલીરે. છેલ છબીલા૦ ૫
વાલાજી દયાના પ્રભુ મંદીરમારે આવો ભાગ્ય મોટું,
સેજલડીએ પાય પલોટુંરે, છેલ છબીલા૦ ૬

---

## ગરબી ૨૬ મી.

મને મળીયા છે મોરારી પનઘટ જાતા,
મારી આંખલડી તો ઠારીરે, પનઘટ જાતાં,
વાલાજી મારા ઓચીંતાની આવારે ગોરી,
જમનાની તીરે રોકીરે, પનઘટ જાતાં, ૧
વાલાજી મારા આવી ઉભા છે મારી જોડે,
બેડલીયું મારૂં ફોડેરે પનઘટ જાતાં, ૨
વાલાજી મારા હાર હીરાજીનો તોડયો,
મારો પાચો સાહીને મોડયોરે પનઘટ જાતાં, ૩
વાલાજી મારી સાસુડી ઘેર સંતાપે;
નાની નણદી બહુ રંજાડેરે પનઘટ જાતાં.

વાલાજી મારા રવીદાસના છો રંગી,
મારા જનમોજનમના સંગીરે પનઘટ જાતાં. ૫

## ગરબી ૨૭ મી.

અમને છમકતે શું છાંડેરે, છેલ છબીલા,
આવડો અમ ઉપર શું આડોરે, રાજ રંગીલા. ટેક.
વાલાજી મારા ચહટે સંભાળી ચાલો,
ગોવીંદજી ગાળો ખાશોરે છેલ છબીલા. ૧
વાલાજી મારા હેરણીઆ આવીને શું હેરો,
કાંઇ રાજા છે કંસ કેડેરે છેલ છબીલા. ૨
વાલાજી મારા ચકતી ચાલે રંગ લાગ્યા,
મારે ભય તો સહુનો ભાગ્યોરે છેલ છબીલા. ૩
વાલાજી મહીની મટુકી મારી ફુટે,
કાંઇ મોતન માળા તુટેરે છેલ છબીલા. ૪
વાલાજી તારી આંખ દીસે કામણગારી,
તેને મોહી છે વ્રજની નારીરે છેલ છબીલા. ૫
વાલાજી મારા સ્વામી, રવીદાસના સોહાગી,
અને પ્રીતી તમારી લાગીરે છેલ છબીલા. ૬

## ગરબી ૨૮ મી.

પાતળીઆ પાલવ મેલોરે, પાયે પડું છું,
છબીલા છેડો મેલોરે પાયે પડું છું. ૧
વાલાજી મારા વંદ્રાવન વણજે જાતાં,
શીદ મને રોકોછોરે પાયે પડું છું. ૨
વાલાજી મારા મહી છલકાશે મારું,
કોઇ જાઇને કહેશે ભુંડુંરે પાયે પડું છું. ૩

વાલાજી મારા કામ ઘણું છે ઘેર મારે;
શું રોકો જુગના આરેરે પાયે પડું છું. ૪
વાલાજી મારા લોક જાણે એનું વારૂં,
અમે સાસુની વાહુવારરે પાયે પડું છું. ૫
વાલાજી મારા કંથને કપરો જાણી,
કોઇ સજા દે પરમાણીરે પાયે પડું છું. ૬
વાલાજી મારા સ્વામી રવીદાસના સોહાગી,
મને માયા તારી લાગીરે પાયે પડું છું. ૭

---

## ગરબી ૨૯ મી.

કાંચળડી કંકોડીને વાડકીમાં પાણી;
ન્હાનો વર નવડાવા બેઠી સમડી લઇ ગઇ તાણી,
લાલ કેમ કરીએ. ટેક.
મારા કરમે કજોડું લાલ કેમ કરીએ,
મારે જુગમાં વગોણું. લાલ કેમ૦
મારે સઇયરોમાં મેણું. લાલ કેમ૦
ટોપલામાં ઘાલી હું તો કાકાબળીઆ ગઇતી,
કાકાબળીયે પુછ્યું તારો શો સગો લાગે. લાલ કેમ૦
બાઇજીનો બેટો ને નણદીનો વીરો,
નહાનો છે પણ કંથ. લાલ કેમ૦
રોટલા ઘડું ત્યારે ચાણુકીરે માગે.
કજ લઇને ઢીકો મારે કઇડામાં સાલે,
પાણીડાં જાઉં ત્યારે છેડો વળગ્યો આવે,
ઘણુ લઇને ઢીકો મારે કઇયામાં લાગે. લાલ કેમ૦

હાથ ઝાલ દોરડીને પેટ મોટું ગાળી,
છકરડે જાય કળશે બેસે, સમડી પાડે ટોળી. લાલ કેમ૦

## ગરબી ૩૦ મી.

સોના કેરૂં બેડલું મોહન, રૂપલા ઉઢાણી હાથે, મો૦
સરોવર પાણી સંચર્યાં, મો૦ હ્હાને કાંકર નાંખીઓ. મો૦
ઘડો ફુટયો નીર વહી ગયાં. મો૦ વાલા ચોળીએ આલ્યાં નીર. મો૦
સાસુ અમારી ખીજશે. મો૦ નણંદ દેશે ગાળ. મો૦
દેરાણી જેઠાણી મારશે, મો૦ વાલા શોક્યનું છે ઘેર સાલ મો૦

## ગરબી ૩૧ મી.

ખેલત કાંકણી ઝળકી ઓ રસીયા,
સોના તે કેરૂં મારૂં બેડલું હો રસીયા, રૂપલા ઉઢાણી હાથ, ખે૦
વાટે જતાં વટેમાર્ગુ હો રસીયા, બાઈ વીરા ઘડુલો ચડાવ. ખે૦
તારો ઘડો તે ગોરી તોછડો હો, ર૦ તું તો સારા ઘરની નાર. ખે૦
તારા સરખા તારા જેવડા હો ર૦ તે તો મારા બાપના ગુલામ ખે૦
કેડ મરડીને ઘડો મેં ભર્યો હો ર૦ તુટી મારા કમખાની કસ ખે૦
ભાઈ દરજીડા વીરા વીનવું હો, ર૦ ટાંકા મારા કમખાની કસ ખે૦
ટાંકે ટાંકે મેલ ઘુઘરા હો ર૦ હઈડે લખજે મોર ખે૦

## ગરબી ૩૨ મી

જીરે ઝુલવાને આવો રાજ ટેક૦
શ્રી ચંદરભામાજીના બાગમાં જીરે, ઝુલવાને૦
ધારો છો તે વાત આજ લાગમાં જીરે ઝુલ૦ ૧

મળ્યાં રાધિકાં ચદરાવળી જીરે ઝુલ૦

મસલત કરીએ બે એકઠાં મળીયે જીરે, ઝુલ૦ ૨

ત્યાં તો વાટીકામાં હીંડોળો મંગાવીએ જીરે ઝુલ૦

માંહી પ્રાણજીવન પધરાવીએ જીરે, ઝુલ૦ ૩

ધમર ઘટા છે ઘણી વૃક્ષની જીરે, ઝુલ૦

ન્યુનતા નથી એક ધક્ષની જીરે, ઝુલ૦ ૪

લલીતાનાં વચન સુણી છેડલો જીરે ઝુલ૦

તતક્ષણ પધાર્યાં અલબેલડો જીરે ઝુલ૦ ૫

હીંડોળે બેઠાં છે બન્ને બેલડી જીરે ઝુલ૦

ઝુકી ઝુકી ઝુલાવે સાહેલડી જીરે ઝુલ૦ ૬

વીધવીધના વાજીંત્ર વેણુ વાય છે જીરે ઝુલ૦

નઉતમ નારી હીંદોળા ગાય છે જીરે ઝુલ૦ ૭

રસ તણાં સમુદર લુરાં ખાય છે જીરે ઝુલ૦

તેમાં દાસ દયો ગુણ ગુણ ગાય છે જીરે ઝુલ૦ ૮

---

## ગરબી ૩૩ મી ઉંદરની

ઉંદર કેર કરે છે રે દુઃખડાં કોને કહેવા જઈએ.

અમને નીત્ય નડે છેરે ઘરમાં કેમ કરીને રહીએ,

ઘર મધ્યેથી દોડી આવે બીછાના પર બેશે,

ફુંકી ફુંકી ચાંચજ મારે, ખબર ન તેની રંછે ઊંદર૦ ૧

ચાર પહોરની રજની માંહે, એક ઘડી નવ જંપે,

નીંદારામાંથી જાગી ઝબકી, તવ મારી કાય કંપે, ઊંદર૦ ૨

પોથી પુસ્તક કાપી નાખ્યાં. બાકી ન રાખ્યું એક;

કાલી કાલી થાકી ગયો, પાર ન આવ્યો છેક, ઊંદર૦ ૩

ધોતી પોથી કાપી ખાધી, દોરી કાપી આખી,
અબોટીયું અંગરખું કાપ્યું, તેના સુરજ સાખી ઊંદર૦ ૪
જળ પીવાનું બોટી ગયાને તેલ ઢોળી દીધું;
અરણીમાં બાકી રહ્યું તે સરવે મળીને પીધું ઊંદર૦ ૫
ચુંચુંચુંચું ચીસો પાડી, લીંડી ઝાઝી પાડે,
ઢંઢેરીને હાંકી કાઢે ત્યારે દોટયો ઝાઝી કાઢે. ઊંદર ૬
ગણપતીની ચોથ કહીએ તે કરવાં નથી સુઝયાં;
લસલસતા લાડુ કરી ઉંદર મામાને મુકયા. ઊંદર૦ ૭
દીવો જો બળતો રાખું તો દીવેટ તાણી જાય,
એમ કરીને ઉંધી ગયા તો લંકા જેવું થાય; ઊંદર ૮
જે દીવસ ગામ ગયાતા, તે દીવસના ઘરમાં પડીયા;
કોઠી પેટી કાપી ખાધી, એ રીતે મને નડીયા; ઊંદર ૯
પાંજરા મુકી મુકી થાકયો, તોએ ઝાલ્યો નવ ખુટે;
આવાનું ઉખાડી નાખી, જાણે ગોળનું ગાડું લુંટે ઊંદર ૧૦
એ પ્રાણીને શું કરીએ મને રીસ રહી છે વ્યાપી;
માળા તારી ફેરવાની ગૌમુખી સુધ્ધાં કાપી, ઊંદર ૧૧
નીત નીત દુઃખડાં અમને દે છે. કયાં ઘર મેલી જઇએ નાસી;
ભકત પીતાંબર એમ કહે એને મળજો વાઘની માસી. ઊંદર ૧૨



# ભાગ ૧૫ મો



## ગરબો.

(પુનમ ચંદની—એ રાગ.)

બહેનો પતિવ્રતા નિજ ધર્મ તમે સ્વીકારજોરે
રહેજો પતી સેવામાં હાજર રેજો દીનને રાત;
પામો મુકિત પદને સુખ ઘણું સંસારમાંરે. ૧
સત્ય વચન સૌ બોલજો નજ પતી સંગાથ,
સાસુ સસરા સર્વને સાચી કહેજો વાત,
રાખી નમ્રતાને માન થકી બોલાવજોરે,
વર્તી સદગુણથી રાખો સહુને પ્રસન્ન. પામો. ૨
નેત્ર નેહ નવ રાખશો, પર પુરૂષની સાથ,
પીતા પુત્ર ગણી તેહને બોલો સૌ સંગાથ;
ઠઠ્ઠા મશ્કરી કરીને બહુ નવ બોલવુંરે'
વળી એકાંતે નવ કરવો ગુપ્ત વિચાર પામો. ૩
દાગીના નવ પેખવા નીત જોવું પતી મુખ,
સદગુણમાં રહેજો તમે અગણ્ય થય પામો સુખ;
બડવું વડવું ને ગુસ્સામાં કદી નવ બોલવુંરે;
રહેવું સંતોષે જે આપ્યું જુગદીશ પામો. ૪
પતીની પ્રકૃતી જો હોય અતીશ આકરીરે,

સંતોષે ઝુલાવવી સામો ન કરવો કાળ;
હસવું રમવું ને સુખેથી દીન ગુજારવારે,
તેથી થાશે સઉ કુળનું કલ્યાણ. પામો. ૫
ધન સંપતી વાસના પટકુળ જુદા રંગ
સર્વ ફોગટ જાણજો, ધરજો સદગુણ રંગ;
મળશે પરમેશ્વર આપે મુક્તીફળ સાતમારે
કહે લક્ષ્મણ ગણપત, હેતેધરી મન હોંસ. પામો. ૬

---

સધયર સુખકર સંસાર શીયળ ગુણ સજીએ.
એવી નવાગુણા નરનાર, તનમનથી તજીએ,
પર નરનારી પ્રેમ દીપકમાં પડી. પતંગ સમાનરે;
સુજશ શરીર સળગાવી મુકે કંઇક નહૃટ નાદાન—
અવર અખંડીત અંત અનુપમ, નહી મળે એને નાકરે
શીયળ વીના એવા સદગુણ સહુ જેમ સોમલ સંપાક—
વ્યભીચારીને સઉ સંસારી, કરે અધિક ધીકકારરે
પરપોળે પકડતાં પડીયાં મ્હોટા જનને મારે—
જાર કર્મથી જેહ જગતમાં કરે કલંકીત કુળરે;
અકુલમાં અંગારા ઉઠયા ધર્મ કરમમાં ધુળ—
વેર વીરોધ વધે વ્યભીચારે નીશ્ચત ધનનો નાશરે;
શિવસુત કેશવ શીયળવંતાના દેવ સરીખા દાસ.

---

સખીઓ નીજ નીજ નીતી ધર્મ સદા સંભાળીયેરે;
પરમ પવિત્રતા પટકુળ પરીધાન.
સસરા સાસુ માતપીતાની સેવા સાચવોરે;

ભાવ સહીત ભકતીથી નીત ભજીએ ભગવાન;
એવા ઉત્તમ ગુણથી ઉભય સુકુળ અજવાળીએરે
નજરે નજર ન જોડીએ, નાથ વિના નર સાથ,
પર નરને ન આપીએ તાળી હાથો હાથ;
હસવું રમવું એકાંતે બેસવુંરે
પતી વીણુ પતીના સહ મિત્રોના સંગાથ—એ૦
નાથ વિના કરવી નહી વિનોદ રસની વાત,
વિશ્વ વિરૂધ્ધ ન વર્તવું ભલે તાત કે ભ્રાત;
સજની ભ્રષ્ટ થવું નહી સુધરી સદ આચારથીરે;
નીરલજ નટખટની સોબત તજવી સુજાત—એ૦
કુષ્ઠી કદરૂપ કુબડો નીરધન નીરબળ કાય;
મતી હીન પતીત પતી મળે એ સતીને સુરરાય;
જોડી પગ અગુઠે દ્રષ્ટી આખુ ઓઢીયેરે;
સુખકર સાસુથીયે સૌ સાથે સંગ સદાય—એ૦
ઉંચે સ્વરે ન ઉચરવું મુકીને મરજાદ;
કુલીન બ્હેન કરવો નહી વડીલથી વીવાદ
ચંચળ ચાલે ચતુર ચટક મટક નવ ચાલીએરે,
શીવસુત કેશવની શીખામણ અંતર યાદ—એ૦

---

## વીછીં વીશે ગરબી.

અરર માડીરે છાણાંને વીણવા ગઇતી; મા૦ વીછુડો
અરર માડીરે સોબત સહીયરની થઇતી, મા વીછુડો.
અરર માડીરે છાનો માનો લપાયો. મા૦ વી૦

અરર માડીરે વાંકાં વળીને ડંખ માર્યો; મા૦ વી૦
,, ,, નાસતા તેને બાળ્યો; મા૦ વી૦
,, ,, આછી લહેરો આવી. મા૦ વી૦
,, ,, સહીયર તેડી લાવી. મા૦ વી૦
,, ,, પડલાને બંધાવો મા૦ વી૦
,, ,, સસરા અહિંયાં આવો મા૦ વી૦
,, ,, ગાડી બેસવા લાવો મા૦ વી૦
,, ,, કાળુપુર લઇ ચાલો. મા૦ વી૦
,, ,, વીંછુંડો ઉતારવા મા૦ વી૦
,, ,, વીંછુંડે વેર વાળ્યાં. મા૦ વી૦
,, ,, હરખ હઇયાના ટાળ્યા મા૦ વી૦
,, ,, ભોજનીઆં ન ભાવે મા૦ વી૦
,, ,, સુતા નીદ્રા ન આવે. મા૦ વી૦
,, ,, ઓ મા ઢોલીઆ ઢળાવો, મા૦ વી૦
,, ,, પરણ્યાને બોલાવો મા૦ વી૦
,, ,, શીરોને કંસાર કરાવો મા૦ વી૦
,, ,, પરણ્યો કોળીયાં ખવરાવે મા૦ વી૦
,, ,, વીંછીની વેદના ભારી મા૦ વી૦
,, ,, દુનીયા રહી છે હારી મા૦ વી૦
,, ,, વીતે તે સહુ જાણે. મા૦ વી૦
,, ,, ગાયું તેરે ટાણે મા૦ વી૦
,, " ચકાલાલે ચીત ચાહી, મા૦ વી૦
,, ,, ગરબી રસીક ગાઈ. મા૦ વી૦

## માંકણુની ગરબી

માંકણુ કઇડે છે, માંકણે માંડયો હતપાત માંકણ કઇડે છે,
હવે કોને કહીયે વાત, માંકણ કઇડે છે.
હવે કયાં જઇ રહીએ રાત, માંકણ કઇડે છે,
માંકણ ચાંચણ જુ જતીને માર્યાનું બહુ પાપરે;
અડધો રાતે ભગવન્ત સમર્યા માંકણુને પરતાપ. માં૦ ૧
નવી વહુને માંકણ કઇડયા કઇડયા સારી રાતરે;
ખાટલે પાંશુ ઘશી ઘશીને બઇડે પાડી ભાત, મા૦ ૨
મીરાંભાઇને માંકણ કઇડયા ચટકે ચડી રીસરે,
ખાટલો ખંખેરવા કહાડયો ત્યારે ભાંગી નાખી ઇસ. મા૦ ૩
માંકણ મુવા મરતીખોરા આવે લારોલારરે
દીવાનું દીવલજ ખુટયું. તોયે ન આવ્યો પાર. મા૦ ૪
એકને મુકી બીજો ઝાલ્યો ત્રીજો નાસી ગયોરે,
હતાવળથી ઝાલવા ગઇ તે દીવો રાણો થયો. મા૦ ૫
આખી રાત વણી મુઇ પણ તોયે ન ઓછાં થાયરે.
કાંઇ ખાટલાના પઇયામાંને, કાંઇ ભીતોમાં જાય, મા૦ ૬
વેણ્યા વીના વધી જાય, પછી ન આવે પારરે,
એક જો વેતે જીવતો હોય તો તેનો ચાલે વીસ્તાર, મા૦ ૭
ખાટલા ખંખેરીને તડકે ગોદડા નાંખોરે,
ભીતે જો માંકણ જતાં હોય તો. તે નજરમાં રાખો. મા૦ ૮

---

## વાંદરાની ગરબા.

નવે નગથીરે વાંદરોરે આવ્યો,
કાલાભાઇનું ઘર પુછતોરે આવ્યો

મેં ડાળીએ દીધા માનરે વાંદરા.
નવરાવી ધોવરાવીને પાટલે બેસાડયો.
આંખજ આંજીને ટીલડો તાણ્યો
એટલે આવ્યા ડાબાબાઈર.
ફરી ગયેડો વાંદરો શું બાલ્યો,
હું રૂપાળો વાંદરો શું બાલ્યો;
હું ભાગાળો વાંદરો શું બાલ્યો,

---

## ફુવરની ફજેતી.

પાયે પ્રભુને નમી કહું ફુવડના બેલ સર્વ લોક સાભળો
કામની કાઢી મેલ જુઓ ફજેતી ફુવડની નારની જુવો૦ ૧
છે ધોવાની આંખડીને નાહયાનું નેમ
આ કુભારજા કરમે ભાગી ઘર ચાલે કેમ. જુવો૦ ૨
સાસુ દે શીખામણ ત્યારે સામી લડવા લાગે.
રમી સાંજે સુવે ત્યારે પોર દીવસે જાગે. જુવો૦ ૩
પોર દહાડે પડી ન ઉઠે ઉભી ન કરે ખાટ.
ગોળીઓ એની ઠીકરી જેવી લોટે વળ્યો કાટ. જુવો૦ ૪
ગોળીઓ બેડે છારીઓ વળી ખામણે સેવાળ,
ઘરમાં ન વાસીદુ વાળે ગંદા એના બાળ. જુવો૦ ૫
ચોખુ દાતણ ના કરે દાંત મેલા ઘાણ.
લોક સર્વે સાંભળો બઇ કયાં કરૂં વખાણ. જુવો૦ ૬
બાઇ છઇયાંની મા કેવાણી ભરતાં ન આવડે પાણી
જોવું હોય તો જોઇ લેજો જુંડણ વીખાણી; જુવો૦ ૭

કાચો કરે રોટલો ને, સાક જાણે ખાણ,
વેંસમાં ન મીઠું નાંખે, દાળ મોળી છાણ જુવો૦ ૮
રસોઇ કરીને ચોકે ન કરતી અબોટ,
ઉંઘે માથે ધંટી તાણે કુતરા ચાટે લોટ જુવો૦ ૯
સાસુની મારી શોકલડી ફુવડ ઘેર ઘેર કરતી,
સાસુ મારી શોકલડી આ માટે નથી મરતી જુવો૦ ૧૦
હાથ પગે મેલ વળ્યો અંગ મેલું એનું,
મુખે ભમે માખીઓ, તે કામ ચોખું શેનું જુવો૦ ૧૧
મેલ ભર્યો ઘાઘરોને સાલ્લો કાળો મેલ
ચોળમાં જુવો પડી જાણે કચરાથી ભેંસ જુવો૦ ૧૨
ચીક બાઝયું ચોટલામાં પડી જુવો લાખ
જે નરે આ નારી વરી તેનુ જીવતર રાખ જુવો૦ ૧૩
દુભે સાસુ નણદી ધણીને દંભે દહાડી
ઓળખો નહી તો ઓળખી લેજો આ કુભારજા લાડી' જુવો૦ ૧૪
પુન્ય કરે જ્યાં પાડોશી ત્યાં આડી જીવ વાય,
અભ્યાગત આંગણે દેખી ઘરમાં નાશી જાય. જુવો૦ ૧૫
દે શીખામણ સ્વામી તારે કુવે પડવા જાય;
લોકો કેરા થોકમાં ફજેતીઓ લુટાય જુવો૦ ૧૬
ધણી જ્યારે માર મારે ત્યારે દે સરાપ,
જો તને હું જીવન આપું તો તુજ મારો બાપ જુવો૦ ૧૭
આવી તડુરડ દેખી ધણી બળતો બોલે આપ
આ માટે આડો ન ઉતર્યો પરણવા જતાં સાપ જુવો૦ ૧૮
આ ફુવર નાર તણા અવગુણ અધીર,

દેનારને દોષ ન દઇએ કરમે લખ્યા લેખ. જુવો. ૧૯
આવી જેને નાર મળી તેને તો સતાપ;
તે પુરૂષને માથે ભાગી, પાંચ મળાયાં પાપ. જુવો. ૨૦
નરનારી સા સાંભળો, કાઇમાં ધરશો રોશ.
દીઠી એવી દાખવી દેશો માં મન દોશ; જુવો. ૨૧
ચમનલાલ તો સાચું કહે ડાહ્યાની નજર પુગે
આ નારથી પુવેડ માથે પુત્રડ માથે શીંગડાં ન ઉગે જુવો. ૨૨

# ભાગ ૧૬ મો.

## માણીગરની સાખીઓ.

### ગરબી ૧ લી.

મોહોલે પધારો માહારાજ માણીગર મોહોલે પધારો;
નારી જુવે છે વાટ માણી મારા શા છે અપરાધ માણી.
એમ રૂદન કરે રાધા નાર. માણીગર ટેક
શાથી ભાગ્યો સાંધતા મન ભાગ્યું કુવેણ. મા. ૧
સોનું કરીને સાચવ્યું કરમે નીકળ્યું કથીર;
ચીંતામાં ચતુરાઇ ઘટે, મારાં શોશે સુકાણું શરીર, મા. ૨
ચંદા તુજને પુજતી, કરતી સોમવાર;
ઘડી એક મોડા ઉગજે મારા પિયુડા પિયુ મીલાવણહાર. મા. ૩
સાહેલી સાગર ઉલટયો રત્ન તણાયાં જાય;
કરણ પટ ભરે મુઠડા; તેના શંખલે હાથ ભરાય; મા. ૪
જોબન જાતાં જાણતી, કરતીજ મોંઘા મુલ;
થોડું થોડું રાખતી, જેમ માલણ લાવે ફુલ. મા. ૫
પ્રીત એસી કીજીએ; જેસો ટંકણ ખાર
આપ જલે પર રીઝવે, ભાગ્યાં સાંધે હાડ. મા. ૬

બીજ બીજ સબકું કહત, તાકી બીજ અનેક;
વીપત પડે શી શીર લહે, એવો જગમાં જવલે એક      મા. ૭

## ગરબી ૨ જી.

માણીગર આવો, મારે મહોલે માણીગર આવો;
વ્હાલા સાતે લોચન લલચાવો, મારે મહોલે માણીગર આવો;
ઘણા દીવસની ધવાઉ છું જુદી, તે આજે લહાએ લહાવો   મા૦ ૧
ના નવ કહેશો કયાં કહો મળશો, નહી આવે અવસર આવો   મા૦ ૨
મન માની મોજે માણીશું ફરી તો હવે નહીં ફાવો.   મા૦ ૩
જયારે ત્યારે પણ હું છું તમારી શીદને નાથ તલસાવો.   મા૦ ૪
અવર સુધારસ સુખનો સાગર, આજ પીઓ ને પાઓ.   મા૦ ૫
રસીક રાય છો દયાના પ્રિતમ, માટે મારો છે દાવો.   મા૦ ૬

## ગરબી ૩ જી.

વાસલડી વાગે સાંજે આજ વાસલડી વાગે.
સ્વામી સુણી માં જાગે, સાંજે આજ વાંસલડી વાગે.   ટેક
જે જેમ કરવું હોય તે રીતે, તો ગીરધારી વિશે ગાજે.   સાંજે. ૧
કોઇને ના કહેશો કદી કોઇ પુછે તો સમે જુગને ખાજે.   સાંજે. ૨
નંદ જશોદાજી તો છે ભોળા, તેને તીવેક વાહલે,   સાંજે. ૩
આપ તો સદા સુખી છો પણ આજ સુખ મારૂં થાજે.   સાંજે. ૪
મારા દોષ ના વિચારશો વાલમદીન બંધુ થાજે.   સાંજે. ૫
દયાના પ્રિતમ જાણી દાસી પોતાની, પ્રેમરસ પુરણ પાજે. સાંજે. ૬

## ગરબી ૪ થી.

ફુલી અલબેલી આવ્યા વહાલો ફુલી અલબેલી;
વિરહ દુઃખ નાંખ્યું છે રેલી, આવ્યા વહાલો ફુલી અલબેલી. ટેક.

શ્યામ સુંદરનું મુખ નીરખી ગોપીકા થઇ ઘેલી; આ૦ ૧
વિરહ અગ્ની ઓલાયો અંતરનો, થઇ આનંદની હેલી આ૦ ૨
તેમ પુથી જેમ પાસે રંગ મહા રત્ન મણી પેલી આ૦ ૩
મહાલક્ષ્મીને દુર્લભ વસ્તુ, તે પ્રેમ થઇ રોહેલી, આ૦ ૪
દયાના પ્રીતમની સંગે રમતાં, વાધી પ્રેમની વેલી, આ૦ ૫

## ગરબી ૫ મી.

ગીરધારી ગોપી રૂપ એક ગીરધારી ગોપી,
જેમ પ્રતીબીંબ સંગ રમે બાળક એમ લીલા ઓપી રૂપ૦ ૧
કાશીમાં મુકીને શ્રી ગોકુળમાં પ્રેમવેલ રોપી, રૂપ૦ ૨
વ્રજવનીતાને વશ થયા વીઠલ. વેદ વચનને લોપી, રૂપ૦ ૩
શુદ્ધ ચીત પ્રેમરસ ના પીધો, શું થયું પહેરે ટોપી. રૂપ૦ ૪

---

## સાખીઓ રામશાઓ.

ગોકુળીએ લેઇ ચાલ વાલા ગોકુળથી વંદ્રાવન રહું,
તે મુજને દેખાડ વાલા થેઇ થેઇ રાસ રમાડ વાલા,
રાસ રમ્યાના કોડ વાલા, જે જે શ્રી રણછોડ વાલા
સરસ્વતી માતાને વીનવું, ગણપત લાગુ પાય:
અલબેલી અંબા આશ પુરજે. ગુણ શેવક તમારા ગાય વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧

ત્રાંબા સુત રીપુ તોડોગર. તાખરખ અસવાર
તો માતા પીતા શુસરા, તો વેરી સામ જુહાર વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા (ભગવાન) ૨

ચંદન ભરી તલાવડી, મોતીડે બાંધી પાળ;
સરોવર પાણી સંચર્યા, રાધા રાણી પાણીડાંની હાર વાલા.
    ગોકુળીએ લઇ ચાલ વાલા, ૩

પત્થર મટી થઇ પ્રેમદા, ભોજન કરતાં ગાય;
અરધું અંગ ફરે ફુદડી, તેનું અર્ધું સડકો ખાય વાલા,
    ગોકુળીએ લેઇ ચાલ વાલા. (ઘટી) ૪

ડુંગર ઉપર દેવડી, સોનાની ઘડે સોનાર;
કાનજી ઘડાવે વેળીયાઃ રાણી રાધા ઘડાવે હાર વાલા,
    ગોકુળીએ લેઇ ચાલ વાલા, ૫

પાંચ વેંતની પુતળી, મુખ લોઢામાં દંત,
નારી સંગે નાત રમે, તમે ચતુર વીચારો ચિત વાલા
    ગોકુળીએ લેઇ ચાલ વાલા. (સાબેલુ) ૬

કુવા ઢાંકણુ ઢાંકણું ખેતર ઢાંકણુ વાડ.
બાપનું ઢાંકણુ બેટડો, ઘરનું ઢાંકણુ નાર વાલા,
    ગોકુળીએ લેઇ ચાલ વાલા.

લંકા લપેટણુ સીતા હરણુ, નહી લંકાપતી રાય,
જીમ કારણુ કુકરવ હણવા મોકલાવો મારા નાથ વાલા
    ગોકુળીએ લેઇ ચાલ વાલા. (ચીર) ૮

મગ મગ જેવડાં મોતીડાં, આડાઅવળાજ વેહ;
જુવા માબાપનાં છોરવાં તમને આવડો શો સ્નેહ વાલા,
    ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૯

સોપારી જેવડું સારંગડું તલનો ત્રીજો ભાગ.

એ સારંગડે બે રત્ન મળ્યાં, એક ધરતી ને બીજું આભ વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. (આંખની કીકી) ૧૦

ડુંગર ઉપર દેવડી ઉપર કળામય મોર,
રાજા તારા મેહેલમાં મેં તો દીઠું અંધારૂં ઘોર વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા, ૧૧

વેંત જેવડી વરખડી ને ઢાલ જેવડું ફુલ;
કાચાં કમળ ઉતરે, તેનું પાકે થાયે સુખ વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા, ( કુંભારનો ચાક ) ૧૨

ખંભાતી ગાડાં જોતર્યા મહી ભર્યું છે હીર;
પીઉજી હોય તો મુલવે મારાં ફાટી ગયાં ચીર વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા, ૧૩

નગરમાં નાગી ફરે વનમાં પહેરે ચીર;
તે તો તમે લાવજો મારી સગી નણંદના વીર વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. (સોપારી) ૧૪

ખંભાતી ગાડાં જોતર્યાં મહી ભર્યો છે દાંત;
પીઉજી હોય તો મુલવે, મને રાતા ચુડાની ખાંત વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા, ૧૫

ગાય વીયાણી ગાંદરે, વાછરડું વાડા માંહી,
નારી ઝુલે પારણે, તેનાં છોરૂડાં લશ્કરમાંહી વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. (બંદુક) ૧૬

આંબલી થડ ચીકણી, ટુંકા ટુંકા પાન;
પીઉજી બેઠા સભામાં, તેને કેમ કરી કરૂં સાન વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧૭

નારી ફીટી નર થયો સુરા પહેલો થાય;
આઠ માસ રણુ ભોગવી, પછી નારી થઇ ઘેર જાય વાલા,
    ગોકુળીએ લેઇ ચાલ વાલા, (ગોદૂણુનો ગોરો) ૧૮
પાટણુ દીવો પ્રગટીયો, મેશ પડી મેવાડ;
આંજનારી આબુગઢ વસે, એનો છેલ વસે ગુજરાત વાલા,
    ગોકુળીએ લેઇ ચાલ લાલા, ૧૯
પડી પડી પણુ ભાગી નહી, કકડા થયા બે ચાર,
નગર પાખે ઉડી ગઇ, તેનો ચતુર કરોને વીચાર વાલા;
    ગોકુળીએ લેઇ ચાલ વાલા, (શાત) ૨૦
આંબો વાવ્યો દક્ષિણુ દેશમાં, ઉગ્યો અમદાવાદ;
ફાલ્યો ફુલ્યો માળવે વેડાયો ઝાલાવાડ વાલા;
    ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૨૧
આઠ કડકે નીપજ્યો, બે નારી નર ચાર;
તેમાં બે નપુશક વસે, તમે તજ્યો ભરથાર વાલા
    ગોકુળીએ લેઇ ચાલ વાલા. (પલંગ) ૨૨
તનના કરૂં ત્રાજવાં, મનનો કરૂં બજાર
હઇયાની કરૂં હાટડી, હું તો વણુજ કરૂં વેપાર વાલા.
    ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૨૩
નારીને તો નર ઘણુા, ઝાઝા સાથે પ્રીત;
નારી પહેલો નર મરે, તે તો કોના કુળની રીત વાલા,
    ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૨૪
જળમાં પેસી ઘર કરે. ઝાઝા જળમાં નાલ.
ચાહું વઢે મરે નહીં એની ખાલ ખેંચે જીવ જાય વાલા.
    ગોકુળીએ લેઇ ચાલ વાલા, (ડાંગર) ૨૫

આંબો ટચે મોરીઓ, કોયલ બોલે રખવાળ;
પેલો પાડોશી પાટલો, મારો પરણ્યો નાનેરું બાળ વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા, ૨૬

બાપે જન્મી બેટડી, બેટડીએ જનમ્યો બાપ;
ચતુર નર સમજ્યા હો, એ તો બેટી કે બાપ વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. (આંબલી) ૨૭

ઉંચી ગોરી ઉજળી, જળ ભરવાને જાય;
કાંટો વાગ્યો પ્રેમનો, એ તો ઉભી ઝોલાં ખાય વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા, ૨૮

હરતી ચઢણ ગઢ રંગણ, વેશ્યા વલ્લભ જેમ;
પીઉ પધારો તેને હાટડે, મોકલવો તેવું તેહ વાલા;
ગોકુળીએ લઇ ચાલ વાલા, (સીંદુર) ૨૯

આંગણે વાવું એલચી, સીચાવું નાગરવેલ;
પરણ્યો હોય તો પાળજે; નીકર મહીયર વળાવી મેલ;
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૩૦

ત્રણ મુખ ને તેર પગ, સાંભળો ચતુર સુજાણ;
નર ઉપર નારી ચડે, પછી થઇ છે તાણા તાણ વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. (ડુળણું) ૩૧

દરીએ મોતી નીપજે, નહી મોતીનું મૂળ;
ભાગ્યો દાણો નહી મળે, એક બીજું મન વાલા,
ગોકુળીએ લઇ ચાલ વાલા,

# ભાગ ૧૭ મો.

## ગરબીઓ.

ચાલ સખી સેલાણી આવ્યો મારા બાગમારે—એ રાગ.

તમે વીસરી વીસરી વીસરી રાજ મને બંસી વગાડી

કહાના વાસારી. ટેક૦

મુને મુકી ગયા બાળે વેશમારે,
લીધી સુધ ન લવલેશ, મને૦ ૧
દાસી જાણીને આવો મારા મહેલમારે,
વીના છત્રપતિ તો નથી ચેન. મને૦ ૨
મને નીદ્રા ન આવે સેહેજે એકલીરે,
બીના બાલમ કટે કેસે રેન, મને૦ ૩
મારા જોબનમાં પુર વહી જાય છેરે
તમે આવી માણો મહારાજ. મને૦ ૪
કોઇએ ભરમાવી દીધા મારા છેલને જો,
કીધાં ઘાયલ પ્રીતમ તારાં નેણુ મને૦ ૫
ઓધવ સંદેશો કેજો મારા શામનેરે
વહેલા વળે ત્રીભોવન રાજ. મને૦ ૬
કરજોડી ઓધવ કહું નાથનેરે,
વહે વ્યાકુળ સદા વ્રજનાર. મને૦ ૭
એવું સુણીને રાજ પધારીઆરે,
ગોપી આનંદ ઉર અપાર, મને૦ ૮

............

મને માયા લગાડી મોહનીરે,
મોહની મોહની મોહનીરે,

રાજ અમને માયા લગાડી મોહનીરે,                ટેક૦
હું તો હાલું ચાલું ને મને સાંભળેરે,
જોઉં જોઉંરે પ્રીતમ તારી વાટ,                મને૦ ૧
વાલો જુમનાની તીરે એકલોરે,
ત્યાં તો ખોબલે ઉરાડે નીર.                મને૦ ૨
મુંબઇ શહેરનાં તે મોતી વાપર્યાંરે
તે તો આવ્યાં અમારે દેશ,                મને૦ ૩
પાતળીઓ હોય તે મુલવેરે,
અલબેલી દરીયા પાર                મને૦ ૪
કાઠીઆવાડની તે કાંબીઓ વાપરીરે,
તે તો અમારે દેશ,                મને૦ ૫
છબીલો હોય તે મુલવેરે,
છોગાળો દરીયા પાર,                મને૦ ૬
સુરત શહેરનાં સાળુ વાપર્યાંરે,
તે તો આવ્યાં અમારે દેશ,                મને૦ ૭
પાતળીઓ હોય તે મુલવેરે,
શામળીઓ દરીયા પાર                મને૦ ૮
હવે મોહન મથુરાથી આવીઆરે,
સર્વે વસ્તુની વેરત થાય.                મને૦ ૯
તમે નિર્દય નઠોર નંદલાલ છોરે
કીધાં ઘાયલ ન લીધી સંભાળ.                મને૦
એવું સુણી પ્રીતમ પધારીયારે,
આવી કીધી લીલા લ્હેર.                મને૦ ૧૧

## ગરબી દક્ષણી ભાષાની

( ગોકુળીએ લઇ ચાલોરે, ઓધવરાજ હમને એ રાગ. )

તુમહી મીલા વીસર કે બેઠારે જાદવ નંદકૃષ્ણ,
લબાડ વચન દીલારે જાદવ નંદ,
ગોપી વીજાગાચી કોણુભામી સાંગુ
ચાંચા તી તુમચે પાય લાગુરે, જાદવ૦ ૧

હરીચી વાટ મી અહોનીશ પાહુ
કૃષ્ણ વીજોગે કુઠે જાઉરે,
દર્શન દો બાલા કૃષ્ણ મોરારી,
યા મી તુમાપર વારીરે જાદવ૦ ૨

લબાડ શપત તુમી અમચી ખાતા
સવચીચાં ધરી જવું ન રહતારે,
સવતીચાં ટોંડ મીતાં પાહયાચી નહી.
સત્ય સાંગુ અમીસાહરે, જાદવ૦ ૩

અશે આયકુતી હરી રાધા ધારી આલે
હામીચે સ્વામી પ્રસન્ન ઝાલેરે, જાદવ૦ ૪

---

## ગરબી વૃજભાષાની

શામળા ઠાડી રહું કે ઘર જાવું ઠાડી ઠાડી કુમળાવુંરે,
શામળા રહું કે ઘર જાવું, ટેક૦

કબહી ઠાડીરે મેં તો તુમારે આંગણીએ.
સાકર માંખણ પાવુંરે. શામળા૦ ૧

વંદરાવનની કુંજગલનમાં.

ગોવીંદ પ્રભુના ગુણ ગાવું રે. શામળા૦ ૨

જળ જમુનામેં પનીયાં ભરન ગઇ,

પ્રેમ સુરત લપટાવું રે શામળા૦ ૩

સુંદર જળ જમુનાજીકા નીરમલ

નીત્ય ઉઠી ગંગામાં ન્હાવું રે. શામળા૦ ૪

પુરૂષોતમ પ્રભુકી છબી નીરખત;

ચરણકમળ ચીત લાવું રે શામળા૦ ૫

.............

જુલીયાંઇ માળા કુંજનકે બનમેં.

કુંજનકે બનમેં, કુંજનકે બનમેં, બંસી બજાઇ મધુ બનમેં;

જુલીઆઇ માળા૦ ટેક૦

શ્યામકી ખાતર મેં તો જોગન બન જાઉંગી;

હોંસ રહી મનકી મનમેં જુલીઆઇ૦ ૧

જલ જમુના મેં પનીયા ભરન ગઇ,

ડર લગી અંગીયા ભીતરમેં જુલીઆઇ૦ ૨

પુરૂષોતમ પ્રભુકી છબી નીરખત,

મીલ ગયે મોહન બનમેં,

(છોડી જમનકી અંગીયાકું અંતર ઉગાકે ચલી—એ રાગ.)

અખુબાનકી લલી શામળીઆસે નેહડા લગાકે ચલી, ટેક૦

આનોજી શામજે મેરી લગી, ઠાડે રહો લાલાજી મેં કબકી ખડી,

અખુબાન૦ ૧

હાથમેં ગજરા. ગુલાબકી છડી,

પાઉંસે ઝાંઝર બજાવતી ચલી. અખુબાન૦ ૨

આંખોમે ભરે સુરમોને મુખમાં ભરે પાન
છોટીસી ઉમર રાધા ખોતસા ગુમાન. ભખુભાન૦ ૩
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર;
ગોવાલણી મીલ ગયે જુમનાકે તીરે ભખુભાન૦ ૪



મેરા સૈયા ગુલાબીકા ફુલ હમારે રંગ કેસરીયાં.
સુનેકા ગડવા ગંગાજલ પાની,
મેરા પીયો ગુલાબીકા ફુલ પીલાવે રંગ કેસરીયાં મે૦ ૧
સુનેકી થાલીમેં જમવા પીરાશું;
મેરા જમે ગુલાબીકા ફુલ, પીલાવે રંગ કેસરીયાં મે૦ ૨
ચુન ચુન કલીયાંમે સેજ બીછાઇ
મેરા લોટે ગુલાબીકા ફુલ ઓઢાવે રંગ કેસરીયાં મે૦ ૩
ચંદનકી ચાદર ઓઢો મેરે બાલમ
મેરા ઓઢે ગુલાબીકા ફુલ ઓઢાવે રંગ કેશરીયાં મે૦ ૪
ગંગેરી પાન જસોદા બીડીયાં
મેરા ચાવે ગુલાબીકા ફુલ ચબાવે રંગ કેશરીયાં મે૦ ૫
ભોર ભયાં ઓર ચીડીયાં બોલી;
મેરા ભાગે ગુલાબીકા ફુલ, ભગાવે રંગ કેશરીયાં. મે૦ ૬

## સાખીઓ

---

આઘા રહો વ્રજરાજ વારૂ છું વાલમ તમને
કુજેતી આપણુ બેની થાય, માટે જાવા દોની હમને. ૨૬૦
સમે સમોરસ ચાખીયે, છો સમજુ મહારાજ;

અણુવીચારથી ચાલીએ, એમાં નટવર ન રહે લાજ. વા૦ ૧
વાલા જો વરણાગીઆ, શું કરૂં અબળા નાર.
સાસરીઆ કેરે ઘણું, એથી નથી નીસરવું બહાર. વા૦ ૨
જોરવાદી નવ કીજીએ વિચારીને મનમાંય,
રાડ તજો રસીઆ તમે હવડે આવી ચડશે કોઇ આય. મા૦ ૩
પ્રીત રીત શીખ્યા નથી, ચારી જાણો ગાય.
ચતુર નભાવવો નેહ એ તો કઠણ ઘણેરી થાય. મા૦ ૩
હરી ભટના હરીનું વચન હું સમજી ગઇ સહુ પેર,
સમી સંધ્યાએ આવજો, મારી સહીયર કેરે ઘેર. વા૦ ૫



મળીયો મોહન મધુપુરી સઇયર કર્યું કામજ મુજને,
મને ભરવા ન દીધું નીર, શી કહું વાત આજની તુજને ટેક૦
રૂપ રસિક ઘણું છેલડું ચંચળ નેન રસાળ,
ચીત મારૂં ચતુરાઇ થકી, આવી ઓચીંતી કીધી આળ. સઇયર૦ ૧
મરકલડું કરી પુછીયું શું છે તમારૂં નામ,
માલે મળજો માનની, મારે તમ સંગાથે કામ. સઇયર૦ ૨
ફરી હસવું ગયા વન ભણી વાંસલડી છે હાથ,
વ્યાકુળ બની વનમાં ફરૂં અમને મળવા થઇ આશ. સઇયર૦ ૩
તું મને બાઇ ઓળખે માટે મને દેખાડ,
નીકર મારો જીવ જશે તારે જીવાડવો હોય તો જીવાડ સઇયર૦ ૪
હરી ભટનો હરી વશી રહ્યો હદે હદે ભરપુર,
ગોવીંદજી ઠગી ગયો, એના સરખો નથી કો ચતુર સઇયર૦ ૫



# ભાગ ૧૮ મો

## ગરબી—સખીઓની

આ મારી રંગ રંગીલી સેજ, સ્વામી નીંદરા કરીને,
મારૂં જોબન બાળે વેશ મારા સ્વામી નીંદરા કરીને,
મારા છુટા છે શીરના કેશ સ્વામીજી મારા;
તમે દયા લાવો લવલેશ મારા સ્વામી,
તે કારણ તું સાંભળે, મને દહાડામાં દશ વાર,
વાદળ ઝબકે વીજળી, જેવી રણ ઝબકે તલવાર. મારા૦ ૧
સજ્જન એસો કીજીએ, જાગે સુખ બત્રીશે;
ભીડ પડે ભાગે નહી દેવેજ આપનો શીશ. મારા૦ ૨
સ્નેહી સ્નેહ બતાવીને સુખ હરી લે સાર;
વહાલાં વેરી જ્યાં થયાં હવે સાથ કોણ કરનાર. મારા૦ ૩
સુખ માટે સોબત કરી નીવડી દુઃખ દેનાર,
દ્રવ્ય લક્ષ વસ્તુ વહોરીએ, જેમ સાધન જીવ હરનારા મારા૦ ૪
તમો ગયે મારૂં ગયું, આ તનમાનું ભાન
ઝાઝું આથી શું કહું. સ્નેહી વણ સમશાન મારા૦ ૫
ચીતડે ચીતવન એકનું, અરચેર કરતું નીત્ય;
વહાલાં છેક નમેરડાં, થાય નહી જ્યાં પ્રીત મારા૦ ૬
સોળ વરસની સુંદરી પીયુ ગયા પરદેશ;
તે અબળા સંતાપે ઘણું જેનું જોબન બાળેવેશ. મારા૦ ૭
સજ્જન તેરે કારણે શું કર્યો સબ શરીર;
પાપી નેન સુકત નહી. તેમાં ભરભર આવે નીર. મારા૦ ૮
પંખી હોય તો ઉડ ચઢ. ઘડી ન રાખું ધીર;
જ્યું જ્યું સજન સાંભરે. તીક તીક વાગે તીર. મારા૦ ૯

સજ્જન તુમ મત જાણીઓ તુમ બીસરે મોય ચેન,
દાઝે બનકી લાકડી તે તો, સીલગત હૈ દીન રેન        મારા૦ ૧૦
હવે તમારા, મુખના દરશનની રાખું આશ,
માટે મળવા આવજો, દીલમાં રાખી ઉલાસ        મારા૦ ૧૧
તારી પાસે પ્રીત તે તું જાણે તું જાણે કે હુંય;
અરક અમસ્તા એ થકી, કહેસે કે થયું શુંય,        મારા૦ ૧૨
માટે મારા મનની, મનમાં સમજી રહું;
છાંય કુવાની કુપમાં, જેમ સમાય જે સહુ        મારા૦ ૧૩
એવું સુણી પ્રીતમ આવીયા દીધું આલીગન,
આનંદ રસ ત્યાં ઉછળ્યો, પોઢયા એક પલંગ        મારા૦ ૧૪

---

## લાવણી ૧ લી.

હે નાથ અમારો હાથ કેમ ઝાલો છો;
શું વાંકા વાંકા વિઠલ કેમ ચાલો છો;
મારે માથે મહીનું માટ ખોટી નહી થાઉં;
નહી આપું દધીનું દાણ સમ હું ખાઉં,
માટે વીઠલ કહું છું વાત વેગળા રહેજો,
કાંઇ કહેવા હોય તો અળગા રહીને કહેજો
તમે મનના માન્યા મન માલો છો,
શું વાંકા વાંકા વીઠલ કેમ ચાલો છો.
અણીયારી તમારી આંખ ભ્રકુટી ભારી;
મોહીત કરે છે વ્રજને વાંસળી તારી;
પણ હું નહી તેવી સમજી લેજો વાલા

નહી સરે એથી અહીં કોઇ નંદલાલ
જેવો પોતે તેવા સહુને જાણો છો
શું વાંક વાંકા વીઠલ કેમ ચાલો છો

મુકોને પાલવ ફાટે ચુંદડી મારી.
ફુટશે મહીનું માટ ઘેલા ગીરધારી
કોમળ આ મારો કર મરડાઇ જાશે
નંદાશે બીહારી છંક જાન બહુ થાશે.

ગોરસ માટપર હાથ કેમ ડાલો છો.
શું વાંકા વાંકા વિઠલ ચાલો છો.
તુટશે ચોળીની કસ વાગશે વાલા,

મરડાશે પાવડી મારી નંદના લાલા,
તને નિર્લજને શી લાજ હું તો લાજુ છું
કોઇ દેખે દુરીજન લોક તેથી બાહ્યુ છું.

સ્વામી ગોરધનના પ્રીતે ડોલો છો.
શું વાંકા વાંકા વિઠલ કેમ ચાલો જો.

---

કીરતારી કહો હો નાર વાત સાંભળજે
આપને દધીનું દાણુ પછી પરવરજે,
બહુ દેખી તારા જેવી નાર ઠગારી
આવી સમજાવા આંખે કાજળ સારી,
વળી ટીકડી કીધી ભાગ ગાલપર ટબકી
ગળામે મોહનમાળા કાળી કંચકી;

